श्री गुजरात

# खेतीवाडी अने हुन्नर उद्योग त्रिमासिक.

# The Gujarat Agricultural & Industrial Quarterly.

વર્ષ ૧૧ મું.] એપ્રીલ ૧૯૨૮. [અંક ૧ લો.

## પબ્લીશીંગ કમિટી.

૧ સરદાર રા. બા. ગોતાલાલ ચુનીલાલ દેશાઈ. ભરૂચ.

૨ મી. ગુલાબભાઈ એન. દેશાઈ,
ડી. સુ. ચીફ એગ્રીકલ્ચર, ઉત્તર વિભાગ અમદાવાદ

૩ મા. નરહરી કે. દેશાઈ બી. એ. એસીસ્ટન્ટ માસ્તર
હાઈસ્કુલ, અમદાવાદ

૪ મી. કાશીદાસ દામોદરદાસ ખાધીઆ
બી. એ. એલએલ. બી. ભરૂચ

૫ મી. નજ્વાલ કે. અગન્વાલા, બી. એ. મુંબાઈ

૬ મા. ચુનીલાલ નંદલાલ દેશાઈ,
વેટ્રીનરી આસિસ્ટન્ટ, ભરૂચ

कृतज्ञ गर्वित स्वर्ण ... सेवान वंछित ॥
इति कौन पुराणन इत्युक्त पचारा ॥

આશય—જેણે [illegible]

લવાજમ—મંડળના લાઇફ મેમ્બરોને મફત—મંડળના સભાસદોને મફત
અન્ય ગ્રાહકો માટે વાર્ષિક રૂ. ૧-૦-૦ પોસ્ટેજ રૂ. ૦-૨-૦

શ્રી ગુજરાત

# ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ.

ત્રિમાસિક.

વર્ષ ૧૧ મું. ] એપ્રીલ–૧૯૨૪. [ અંક ૧ લો.

## "સેવા" વાવેતરનું મહત્વ.*

બ્રીટનની ખેતીના હાલના બી ઓરવાની પધ્ધતિમાં એક મોટો ફેરફાર થવા સંભવ છે બીજા દેશોની પેઠે બ્રીટનમાં પણ ઓરવાને માટે તદન નવી જાતનાં ઓજારોનો ઉપયોગ થાય છે. પણ હાલની ઓરવાની પધ્ધતિમાં સુધારો કરવા માટે એવું ઓરાંય તેવાં ઓજારોનો વધુ ઉપયોગ થય તેવી દ્રઢ માન્યતા છે. જો કે આ દિશામાં પ્રયોગો ચાલે છે, અને તેના અંગે એક બંડુર કે જેને ૧૬ એકરના ખેતરનો સરાસરી પાક એક એકરે ૪ કવાર્ટર ઘઉંની ઉત્પન્ન થઇ હતી તેનેજ બીજીજ સાલ સુધરેલા ઢબની ઓરણીથી ઓરવાથી ૬ કવાર્ટર ઘઉં મેળવી શકયો.

કેટલાક એમ કહે છે કે અનાજને વેરવું ઓરવું તે ઓરવાની નવિન પધ્ધતિ છે પરંતુ, તેમ કંઇ નથી. મતલબ કે ઓરવાની આ રીત એ જેવી હોવી જોઇએ તેવી કુદરતીજ છે. જો એક ઘઉંના છોડને એમને એમ રહેવા દેવામાં આવે, અને લણવામાં ન આવે તો એવું બનશે કે તેજ છોડના દાણા જમીન ઉપર પોતાની મેળે વેરાઇ જશે, અને ટુંક મુદતમાં તેના ઉપર માટીનું એક થર બાઝી ગયેલું જણાશે. આ પ્રશ્નનો જેણે પુરેપુરો વિચાર કરેલો

* ઈમ્પ્લીમેન્ટ અને મશીનરી રીવ્યુના તા૦ ૧ જુન ૧૯૨૩ માં આવેલા એક લેખ ઉપરથી અનુવાદ કરનાર મી. ટી નગરશેઠ અને મી. બી. આર. શાહ.

છે એવી એક પ્રમાણભુત વ્યકિતનો એવો અભિપ્રાય છે કે દાણાના અંતર્મુળ જે તેનાં ખરેખરાં મુળીઆં છે તેનું વલણ હંમેશા જે જગ્યાએ રહીને પોતે ઉગે છે તે જગ્યા તરફ દાણાને ખેચી જવાનુ છે. અને તે ઉગવાની જગ્યા જમીનથી લગભગ અડધો ઈંચજ ઉંડી હોય છે—કોઇ પણ ઉગતા અનાજના છોડને જો બારીકાઇથી તપાસીશું તો ખુલ્લી રીતે જણાશે કે દાણો જો કે એથી ત્રણ ઇંચ જમીનમાં ઉંડો દાટવામા આવે તો પણ તેનું મુખ્ય મુળીઉં (main root) એકજ હાલતમા હંમેશા ઉગે છે,—અને તે જમીનથીજ ફકત અડધોજ ઇંચ ઉંડો હોય છે. ઉંડા ઓરેલા બીમાથી એક ફણગો ફુટે છે, અને આ ફણગામાંથીજ છેવટે અસલ મુળીઉં ફુટે છે પરંતુ આ ફણગો ફુટવામાજ ખરચાયલી છોડની શકિત નકામી જાય છે અને તેટલા અશે આરંભમાજ છોડને આગળ વધતો અટકાવે છે. સામાન્ય પધ્ધતિ મુજબ બીને આશરે બે થી ત્રણ ઇંચ ઉંડુ ઓરવામાં આવે છે, અને આનું પરીણામ એ આવે છે કે બીનો ફણગો જમીનના ભેજથી ઉપર આવતો રહે છે, અને અસલના મુળ (main root) બીના મુળની (kornal root) સાથેજ ઉગી નીકલે છે ખચીત, કેટલાકની માન્યતા મુજબ બીનાં મુળીઆ, મુખ્ય મુળ બને છે અને છોડને ઉગવામાં મદદ કરે છે, જયારે ઉંડા ઓરાયલા બીના મુળ મરી જાય છે. આ મુખ્ય મુળો કે જેને ઉગતાં વાર લાગતી નથી, તે એકદમ ભેજ સુધી પહોંચી જાય છે અને આરંભથીજ સારો આધાર મેળવી લે છે ઉંડા ઓરેલા બીના છોડને ભાગ્યેજ બેથી ત્રણ ફણગા જોવામા આવે છે. પરંતુ સપાટી, ઉપરજ ઓરેલા બીને કેટલીક વખત ૧૧૮ સુધી બાજુના પીલા આવેલા જણ્યાં છે. અને સાધારણ સંયોગોમાં ૧૫ થી ૨૦ તો તદ્દન સામાન્ય રીતે જોવામા આવે છે. વળી બરાબર સપાટી પરનું ઓરણુ કરવામાં આવે તો બે હારો વચ્ચે ૩—૪ ઇંચ અંતર રહે છે. અને આથી દરેક છોડને પોતાની બાજુમાં પીલા કાઢવાને તેમજ સારામા સારી રીતે ઉગવાને પુરતી જગ્યા મળે છે આ બાબત નીચેના શબ્દોમા મુકવાથી વધુ સ્પષ્ટ થશે નવ દાંતાવાળા ઓરણાથી ૩॥ ઇંચ સુધી જમીન પર ઓરાયછે. જયારે ૧૨ દાંતાવાળા ઓરણી ૯—૧૨ ઇંચ જમીન ઉપર બી વેરી શકે છે. વળી સપાટી પરની ઓરણીથી બીમાં ઘણી કરકસર થાય છે કારણ કે, તળીઆ ઉપર અનાજને બહુજ ધીચોધીચ રોપવામાં આવે તો એક એવો ગેરલાભ થાય છે કે પાક વધતો નથી એટલુંજ નહી પણ બી પણ વધારે પ્રમાણમા વપરાય છે પરંતુ સપાટી પર વાવેલા બી, તો કેટલાક રોગો, અતિવૃષ્ટિ અથવા તો શરદીના જોખમથી બચી જાય છે.

નોર્થ ઈસ્ટ ઇસેક્સના ખેતરમાં ઘણા વર્ષો લગી સપાટી ઉપરના વાવેતર સંબધી વ્યવહારૂ અખતરાઓ કરી જોતાં આ સિધ્ધાંતનું મહત્વ એટલું બધું સાબીત થયું છે કે આ રીતના વાવેતરથી પાક પુષ્કળ વધવા લાગ્યો અને ફણગો વધારે મજબુત, કઠણ અને પ્રતિકુળ સંયોગોમાં ઉછરી શકે તેવા રહી શકયા ૧૯૨૧ મા એક ૨૬ એકર જમીનના ખેતરમાં, સપાટીપરના વાવેતરની પધ્ધતી મુજબ ઓટ ઓરવામાં આવ્યા હતા તેના રોપાઓના ફણગા છ ફુટ કરતા વધારે ઉંચા હતા અને તે વખતના સખત ઝાપટા અને તોફાની પવનો છતાં પાક બીલકુલ નમ્યો ન હતો. આથી વીરૂધ્ધ સાથેનાજ ખેતરો માંજ માલમ પડતું હતું તેના પાક ૩ ફુટથી વધારે ઉંચો વધ્યો ન હતો અને તે નમી ગયો હતો. એટલુંજ નહિ પરતું તેની ઉબીઆના દાણા પણ ઉગી નીકળ્યા હતા.

આ તળીઆપુરે વાવેતરનો ખાસ પ્રયોગ ઇસેક્સના મેનીંગટ્રી આગળ આવેલા બ્રિટીશના મેસર્સ બી. ટી. સી. ના બનાવેલા ખાસ દાંતા દ્વારા કરવામાં આવ્યો હતો. આ દાંતા કોઇ પણ ઓરણાને લગાડી શકાય છે. અને એની યોજના એવી રીતની છે કે તેનાં આગળના નાળના ઘાટનો ભાગ જમીન ઉપરના ઢેફાને દુર ખસેડી નાખે છે, અને તેની અંદરનો ભાગ જમીનને બહુ સરસ રીતે ખેડે છે. બી ઉપરના ભાગમાં થઇ દાંતાના પાછલ આવેલા ત્રીજા કાણા વાટે જમીન ઉપર વેરાય છે. આથી બી મોટા વીસ્તારમાં પથરાય છે. દાતાની પાછલના ભાગમાં એક એવી યોજના કરવામાં આવી છે, જેથી બી વવાયા પછીથી તે ઉપર માટી પડી તેને ઢાંકી દે છે.

આવા ખાસ બનાવેલા દાંતાના પ્રાત્યક્ષીકો બ્રીટનમાં ઘણી જગ્યાએ કરી બતાવ્યા હતા ઓક્સફર્ડ યુનવર્સીટીના ડેમોનસ્ટ્રેશન ફાર્મ ઉપર પણ પ્રયોગ કર્યો હતો. એ દાંતાને માટે એવું કહેવામાં આવે છે કે તેના ઉપયોગથી બીનો બચાવ થશે અને છોડ સારી રીતે જેવું જોઇએ તેવું ઉગી નીકળશે અને જોરદાર થશે.

T. V. NAGARSHETH,

B. R. SHAH.

# હૃદય પલટો.



આજે વસંતપંચમી છે, જેથી તમામ ખેડુ લોકો ઉત્સાહમાં છે. દરેક ખેડુ પોતાના ખેતરમાંથી ઘઉંનો પોંક, નવીન આંબામંજરી, શ્રીફળ, ગુલાલ વગેરે લઈને કૃષ્ણ પરમાત્માને ધરાવવા દેવમંદિરોમાં નવીન વસ્ત્રો પરિધાન કરીને જાય છે. ત્યાં વસંતોત્સવ કરી પ્રસન્ન થતા થતા પોતપોતાના ઘરે જાય છે. આજનો માંગલિક દિવસ હોવાથી દૈનિક કાર્યો કર્યા પછી સૌ પોતપોતાના ખેતરમાં નિત્યના કામે વળગે છે. જ્યારે કેટલાક નોકરીઆત લોકો તથા ગામના એદી લોકો ગામના પાદરે આવેલા ચોરામાં બેસી ગામ ગપાટા મારે છે., એવામાં ત્યાં થઈ સ્કુલના માસ્તર જતા હતા.

માસ્તરને જતા જોઈ ગામના તલાટી સાહેબ બોલ્યા.—કેમ, માસ્તર સાહેબ, આવો આવો, કઈ તરફ જાઓ છો?

માસ્તર બોલ્યા—ભાઈ જાણો છો ને આજકાલ લોકોને ભણાવવા પ્રત્યે બીલકુલ લક્ષ્ય નથી. છોકરાને નિશાળે મોકલતા નથી, ને ખેતરમાં લઈ જાય છે, આથી છોકરા બુધ્ધિ વગરનાં રહે છે ને પાસ પણ થતાં નથી. આ છોકરા પછી પોતાનું ગુજરાન શી રીતે ચલાવવાના હતા. જેથી છોકરાનું ભવિષ્ય સુધરે ને કંઈ નોકરી ચાકરીએ વળગી બે પૈસા કમાય એવી સલાહ આપવાને તેમના માબાપોને કહેવા જાઉં છું.

એક માણસ—માસ્તર સાહેબ, ખરું કહો છો. અમારા પાડોશીનો છોકરો બીલકુલ ભણ્યો નથી તે દરરોજ ખેતરમાં મજુરી કરવા જાય છે, ને અડધી રાતે ઘેર આવે છે. આખો દિવસ પુષ્કળ વૈતરૂં કરે છે, પરંતુ બિચારાને પુરૂં ખાવાનું મળતું જ નથી, ને દેવામાં ડુબેલો રહે છે. તે ઘણોજ પસ્તાય છે કે જો ભણ્યો હોત તો સારૂં કે નિરાંતે નોકરી કરત ને ટાઢ તડકો વેઠવો ન પડત.

બીજો—અરે માસ્તર સાહેબ, શું કહું. ભણ્યા વગરના છોકરા ઢોર જેવાં. કેવી રીતે બેસવું, ઉઠવું, સારાં સારાં લુગડાં પહેરવાં, કોની સાથે કેવી રીતે વાત કરવી તે તો તેમને આવડેજ નહિ. એતો વઢતરંજ કર્યા કરે.

ત્રીજો—ભાઈ, તમે કહો છો તે વાત ખરી. પણ ભણેલો માણસ હોય, આસી રીતે વાણી ઘણી જાણતો હોય, વિદ્વાન હોય, બી.એ. થયેલો હોય પરંતુ જો તે નોકરી ન કરે તો કંઈ નહિ. જુઓને અમારા નાથાભાઈ બી.એ. થયા છે. તે એકમદ કારકુન છે. પગાર તો ૩-૫૦) મળે છે, પણ આપણા કરતા કેવું સુખ ભોગવે છે. આખો દિવસ પેગના ૧૨. વૈતરૂ નામે નહિ ગાડીમાં બેસીને જાય છે ને ગાડીમાં આવે છે. જ્યારે મોતીલાલ બી.એ. થયા છે. પરંતુ નોકરી કરતા નથી તેઓ ખેતરમાં પડી રહે છે તેને હજાર લોકોની ઓશીયાળી, આખો દહાડો કામ કરે, બે સાથે બેઠા ઉઠ્યા કંઈ નહિ. જ્યારે ગામમાં આવે ત્યારે પણ હડકાયા કુતરાની પેઠે તેમને હું ઘણું કહું છું ભાઈ જુઓને નાથાભાઈ કેવા સુખી છે અને તમારે તો કામ કામને કામ. આજે ઢાળણું ખેતર નિંદવું છે તો વળી કાલે ફલાણો નોકર નાસી ગયો છે એવી રોજ બુમો પાડ્યા કરો છો. ત્યારે તે

માસ્તર સાહેબને પણ અન્ય નોકરીઆતોની પેઠે ટુંક પગારમાં પુરૂં કરવું મુશ્કેલ થઈ પડ્યું. શરીરમાં નવીન જાતના રોગ દાખલ થયા એટલે મુંઝાવા લાગ્યા કે હવે કરવું શું ? શો ધંધો કરવો ? વેપાર કરવો ? વિચાર કરતાં લાગ્યું કે વેપારને માટે પઈસો જોઈએ, તે તો મારી કને નથી. વળી આમાં પણ લોકોને ધુતવાનો ધંધો તેમજ જો બધા લોક વેપાર કરે તો તેમાં કમ નહિ ને વળી ખોટ જાય. સ્વતંત્ર ધંધો કરીએ તો ઠીક. જમીન છે તો ખેતી કરૂં. પરંતુ શરીર વાના ખોખા જેવું થયું છે તેથી લગીર વિચાર જેવું ખરૂં.

ઉપર પ્રમાણે માસ્તર વિચાર કર્યા કરે છે તેવામાં દુર દેશ ગયેલા પોતાના દેશનાયક દેશમાં આવ્યા. તેમના પ્રમુખપણા નીચે લોકોએ કેળવણી પરિષદ ભરી. તેમાં આ માસ્તરે પોતાની મુશ્કેલી જણાવી. સાથે સાથે કહ્યું કે " દેશમાં ઠેકાણે ઠેકાણે જમીન પડતર રહે છે. લોકો ભણીને નોકરી જવે છે. પરંતુ નોકરી મળતી નથી. ભણેલા કહેવાતા હોવાથી પોતે અતડા રહે છે. જાત મહેનતને તુચ્છ ગણે છે. આથી દેશમાં ગરીબાઈ વધી છે. લોકોના શરીર મોરા જેવા થયા છે. પ્રજા દિવસે દિવસે નબળી પડતી જાય છે. રોગો દિનપર દિન નવી નવી જાતના ઉત્પન્ન થયા છે. ઘણા લોકો બી.એ. એમ. એ. વકીલ બેરિસ્ટર થાય છે. આ લોકો એટલા બધા થયા છે કે દેશને ભારે થઈ પડ્યાં છે. હવે આપ એવો ઉપાય બતાવો કે જેથી અમારી આર્થિક મુશ્કેલી ટળે ને ભવિષ્યની પ્રજા તંદુરસ્ત ને સુખી થાય."

માસ્તરના કહેવા ઉપર પરિષદે વિચાર કરી નિર્ણય કર્યો કે સારામાં સારો નિર્દોષ ધંધો ખેતી છે જેનાથી પોતાનું ગુજરાન થશે તેમજ સાથે સાથે મજુરોનું પુરૂં થશે. તેમજ ઉંચ નીચ, મિથ્યા અભિમાન અતડાપણું છે તે ટળશે.

પ્રમુખ સાહેબે કહ્યું કે ઠરાવ કર્યાથી શું વળ્યું. તેને અમલમાં મુકવો જોઈએ. ઘણા બીએ, એમે. વગેરે થયેલા છે તેમણે ખેતી સંબંધી એખતરા કરવા. તેમજ લોકોને સમજાવવા. આપણે તો બગડ્યા પરંતુ ભવિષ્યની પ્રજા ન બગડે તેને માટે ખેતીનું શિક્ષણ દાખલ કરવું જોઈએ. આને માટે ગવર્મેન્ટને અરજ કરો કે અમારાં બાળકોને પ્રાથમિક શાળામાં ખેતીનું શિક્ષણ આપો તેમજ ધંધાદારીના છોકરાઓને ધંધાનું શિક્ષણ આપો કે જેથી અમારો ઉદય થાય. હું પણ મારો ધંધો ખેતી જણાવીશ.

ગવર્મેન્ટ નોકરીઓની અરજીઓથી કંટાળેલી હતી જેથી તેણે ઠરાવ કર્યો, કે લોકોની અરજ યોગ્ય છે હવેથી આપણી સ્કુલોમાં ધંધાદારીનું શિક્ષણ આપવું તેમાં હાલ હિન્દુસ્તાનને ખેતીની જરૂર છે એટલે ખાસ ખેતીનો વિષય શરૂ કરવો, આનું શિક્ષણ આપવા ને કેટલાક શિક્ષકો તઈયાર કરવા,

માસ્તર પોતાને સરકાર આ ખાતાનો અભ્યાસ કરવા મોકલે તો સારૂં એમ દરરોજ વિચાર કરતા હતા. ઈશ્વરકૃપાથી તેમનેજ સરકાર તરફથી આમંત્રણ મળ્યું. વિચારા શિક્ષણ લેવા દાખલ તો થયા. પરંતુ આનો તદન જુદુ અહીંઆ જાત મહેનત કરવી પડે સવારમાં સાત વાગે ઉઠવુ પડે. દાતણ પાણી કર્યા પછી બળદને હળ લઈ ખેડવા જવું.

પડે. આ બધી વાત તેમને રૂચતી આવી નહીં. અધુરામાં પૂરૂં એવી જમીનમાં મુકયા કે તરત ખુરાયા. તેમનું મન મુંઝાવા લાગ્યું તેવામાં ચોમાસું આવ્યું. જમીને સર્વત્ર ભીના શું ધારણ કરી ઠેકાણે ઠેકાણે ખાડા ખાબોચીઆ ભરાયા. આવા વખતે માસ્તર ખેતરમાં હળ લઇ જાય છે. માથે વરસાદ પડે છે. પગ જમીનમાં ઢગી જાય છે. લુગડાં બગડે છે. થાક લાગે છે. છતાં કામ શરૂ કર્યું. બપોરે ઘેર આવીને ખાઇ પી પાછા શિક્ષણ દેવા સ્કુલમાં જાય છે. સાંજના ખેતરમાં જાય છે, પોતાના વાવેલા વૃક્ષનું દરરોજ અવલોકન કરે છે. વૃક્ષના પાનના રોગો તથા જીવ જંતુઓનું નિરીક્ષણ કરે છે. તેમના ઉપાયો શોધી કાઢે છે વગેરે દિનચર્યા કરે છે. વૃક્ષ પણ જાણે તેમનું મન લોભાવવા ઇચ્છતા હોય તેમ ઝપાટાબંધ મોટું થાય છે, રંગ પણ ચળકતો લીલો ધારણ કરે છે. આથી તેમના મનને બહુજ આનંદ થવા લાગ્યો. તેની સાથે ખેતી તરફ અભિરૂચી થવા લાગી. પહેલાં જે ખેતીને ધીક્કારતા હતા તેને બદલે વખાણવા લાગ્યા. એટલુંજ નહીં પરંતુ પરમાત્માની અકલ કળાનું જ્ઞાન થવા લાગ્યું તેથી જીવન વ્યવહારમાં પણ ફેરફાર કરવા લાગ્યા.

એક દિવસ માસ્તર હળ હાંકે છે, તે ત્યાં થઇને જતા એક અમલદારના જોવામાં આવ્યા. તેમને હળ હાંકતા જોઇ ઉભા રહ્યા ને જોવા લાગ્યા.

અમલદાર—કેમ માસ્તર, આ શું કરો છો!

માસ્તર—સાહેબ, જુઓને હળ હાંકુ છું.

અમલદાર—માસ્તર તમે તો ખુરશીએ બેસી રહેનાર. એક માઇલ ચાલવું પડે તો કંટાળનાર, તાપ, ટાઢ વરસાદથી બીનાર, શારીરીક મજુરીને તુચ્છ ગણનાર તે આ શું ગમે છે

માસ્તર—સાહેબ, આપને શું કહું, પહેલાં બે રોટલી ખાતો હતો તેને બદલે હવે ચારથી છ ખાઉં છું. ભૂખ પણ એવી કકડીને લાગે છે કે કાચા ચોખા પણ ખાઇ જાઉં. રોગનું તો નામ નથી. પહેલાંનો મહીનામાં બે ચાર વખત ડાક્ટર કે વૈદ્યને ઘેર જતો. હવે તો ડાક્ટર બીચારા બોલાવે છે પણ હું જતો નથી. શરીર પણ પહેલાં કરતાં આઠ શેર વધ્યું છે. પહેલાં આ વાથી કંટાળો ને અપચો થવાથી રાત્રે સ્વપ્ના પણ આવતાં. અત્યારે તો ચાલવામાં ગમ્મતું પડે છે. રાત્રે એવો ઉંઘુ છું કે પછવાડે નગારાં વાગતા હોય પણ જાગુ નહીં. જંગલનાં ઝાડના ગુણ, થડ, પાંદડાં ફુલ, ફળ વગેરેનું અવલોકન કરવામાં એવી ગમ્મત પડે છે કે વખતની પણ ખબર પડતી નથી. પહેલાં જાત મહેનત કરતાં કંટાળતો પણ હવે તો ખેતરમાં ખાતર પણ મારી જાતે નાખું છું. તેમાં વીંછી હોય તો તે પકડીને ફેંકી દઉં છું આથી પણ બીતો નથી. સુખ તો મુકાય રહેતી નથી. સાહેબ આપ પણ આ ધંધામાં જોડાઓ તો સારૂં.

અમલદાર—માસ્તર તમારો આવો હર્ષ પલટો જોઇ હું ખુશ થયો છું. તમે તમારા કામમાં ફળીભુત થાઓ ને ભવિષ્યની પ્રજાને તે રસ્તે વાળો એવી હું પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરૂં છું.

માસ્તર—સાહેબ, આપનો ઉપકાર માનું છું.

એમ કરતાં કરતાં દિવાળીની મોસમ આવી. માસ્તરે પાક લીધો તો બીજાના ખેતર કરતાં પોતાનામાં સારૂ પાક્યું. એકનો પ્રકાર જમીન ને તેમાં વળી દુકાળ છતાં સારૂં પાક્યું. આથી માસ્તર ખુશ થઇ ગયા. પરંતુ નોકરી છોડવી કે નહિ તે વિચારમાં ગુંચવાયા. હિસાબ ગણી જોયો, તો ટુંક પગારમાં બે માણસનું પુરૂ કરવું ને પ્રસંગો કાઢતાં મુશ્કેલ થઇ પડતાં. તેને બદલે આ ધંધામાં વધારે માણસનું ભરણ પોષણ થાય વળી પ્રસંગો તો સારી રીતે કાઢી શકાય એમ લાગ્યું. તેમજ નફામાં મજુરોને રોટલી આપી શકાય ને પરોપકાર બુદ્ધિ સુઝે. આવી સ્થીતિ આવે જેથી માસ્તર ખુશ થયા.

હવે તો જે મળે તેને કહેવા લાગ્યા કે ભાઇ ખેતી કરો. પરંતુ વેઠ ઉતાર નહિ સમજીને સારાં બી ઓજાર ને જાત દેખરેખ રાખીને. તેમાંજ તમારૂ ને દેશનું શ્રેય છે. નોકરી કરવાથી ફાયદો નથી. તેનાથી વિચાર સંકુચિત થશે પરદેશ રખડવું પડશે. વખત બદલાયો છે તેની સાથે કેળવણીની દિશા પણ બદલવી જોઇએ. કેળવણી સિવાય પ્રગતિ નથી પરંતુ કેળવણી પણ જમાનાને અનુસરી હોવી જોઇએ. કેળવણી સંસ્કાર જેવા પાડીએ તેવા પડશે. કારણ કે તે પાયારૂપ છે. સારા સંસ્કારનું ફળ સારૂં આવશે. જુઓને સમાજ પહેલાંના ને આજની દેશની સ્થીતિમાં આસમાન જમીનનો ફેર પડ્યો છે. પહેલા કરતાં મજુરીના દર ચાર પાંચ ગણા વધી ગયા છે. બે આના મજુરના આઠ આના, આઠ આના કડીઆના તે પણ બે રૂપીઆ બાર આને, સુથાર આનતો તેને બદલે હવે ત્રણ ચાર રૂપીઆ લે છે જ્યારે જાત મહેનત શિખવનારી કેળવણીની કિંમત વધવાને બદલે ઘટી છે. બાર રૂપીઆમાં કારકુન મળશે પણ મજુર મળશે નહિ. આજ સુધીની કેળવણીમાં જે નોકરીના સંસ્કાર હતા તેનું પરિણામ આવું આવ્યું છે. હવે તો જાત મહેનતની કેળવણીની જરૂર છે. તેના વગર દેશ અધોગતિએ જશે. જાત મહેનતની કેળવણીમાં ખેતીને પ્રધાન પદે રાખવાની જરૂર છે કારણ કે અભણ ખેડુ કરતાં ભણેલ ખેડુતો સારૂં જીવન ગાળી શકે છે. એવો મારો ચોક્કસ વિચાર બંધાયો છે કે આપણા દેશના કેળવણીમાં તો ખેતીના સંસ્કાર અવશ્ય હોવા જોઇએ. ચીનનો રાજા પણ વરસમાં એક વખત હળ હાંકે છે ને આપણા વેદની ઋચાઓમાં પણ ખેતીને લગતા સંસ્કારો છે.

પ્રિયવાચક—ઉપર પ્રમાણે ખેતીનું શિક્ષણ લેતા માસ્તરના પલટાયેલા વિચારો છે. હાલ તો તે શિક્ષણ લે છે. એટલે પોતાના જ્ઞાનનો લાભ હવે પછી આપશે.

૧૦–૨–૨૪.

ભલાભાઇ શનાભાઇ પટેલ
ખેતીવાડી સ્કુલ (ગોધરા)

# ઇંગ્લાંડની ખેતીનો સુધારો.

લેખકઃ—મુળજીભાઇ વિક્રમભાઇ પટેલ.
ગજેરા (જંબુસર)

ઇંગ્લાંડની અસલની સ્થિતિ હાલ છે તેના કરતા જુદી હતી ત્યાં દરેક ખેડુત પાસે જમીન છુટી છુટી હતી દરેક ખેડુત ગામમા એક જગ્યે રહેતા ખેતરોને વાડ પણ નહિ જેવી હતી. મજુરો પણ ગામમાં રહેતા, ચોર લુટારાનો ભય હતો. ઢોરને માટે ચરણીઆં પણ ન હતા, બધાં ઢોર એક સામટાં એકજ જગ્યાએ ચરતાં, આખા ગામમા એકજ આખલાથી ઢોરની પેદાસ લેવાતી, આથી ઢોરની ઓલાદ બગડતી. ખેતી માટે પુરતા મજુરો મળતાં નહિ. વિદ્યાનો પણ ફેલાવો ન હતો. જમીન દરેક કુટુંબમાં વહેંચાઇ જતી જેથી તેના નાના નાના ટુકડા પડતા અને ખેતીમા જોઇએ તેટલો લાભ મળતો નહિ. પ્રજા નિર્ધન રહતી.

આ બાબત સરકાર તરફથી કાયદો થયો કે જમીનના ટુકડા પાડવા નહિ અને સઉથી વડીલને એ હક મળવો જોઇએ જેથી બીજા હીસ્સેદારોને ભાગ નહિ મળવાથી ગુજરાન માટે બીજો ધંધો કરવાની જરૂર પડી. જેથી દિવસે દિવસે બીજા ધંધાની ખીલવણી પણ સાથે સાથે વધી વળી દરેક ખેડુતને એકજ જગ્યે જમીન કરી આપી. તે ભાગને ફારમ કહેતા. આથી દરેક ખેડુત પોતાના ફારમમાજ પોતાને જોઇતા મજુરો સાથે મકાન બાંધી રહેવા લાગ્યા. દરેકે પોતાના ફારમની વાડ, પોતાના ઢોર માટે પોતાના ફારમમાંજ ચરણીઆં ઢોરની ઓલાદ સુધારવા દરેકે પોતાનો જુદો આખલો વગેરેની ગોઠવણ કરી. વળી ફારમમાજ રહેવાથી બધી દેખરેખ જાતપર રહેવાથી ચોર લુટારાનો ભય તથા રખડતા ઢોરનું નુકસાન થતુ અટકી ગયુ. પોતાના ઢોર ખુલ્લા નહિ મુકતાં પોતાના ચરણીયામાં ચરે અને એકજ આખલાથી ઢોરની ઓલાદ પણ સુધરી. વળી મજુરની ખોટ ઓછી થઇ અને ખેડુતના ચોવીસે કલાક ફારમ પર દેખરેખ રહેવાથી; કયા નકામુ ઘાસ વધી ગયુ છે; પાણી કયાં ભરાઇ રહ્યું છે, પાણીની કયાં જરૂર છે એ વગેરે ધ્યાનમા રહેતુ અને તે પર કોઇએ તેવું કામ થતું વળી વિદ્યામાં જેમ જેમ વધતા ગયા, તેમ તેમ સુધરતા ગયા. અને સુધરતા ગયા તેમ જરૂરીઆતો વધતી ગઇ જેથી એ જરૂરીઆતો પુરી પાડવાને લોકોને ખેતીમાં ઓજાર વાપરવાની જરૂર પડી. અને ખેતીમાં સુધારો કરવાની જરૂર પડી. કારણ કે દરેક જાતના મોજ શોખ પુરા પાડવા

જતાં તંગી પડવા લાગી તેમ તેમ જમીનમાંથી વધારે ઉત્પન્ન કેમ લઇ શકાય, તે માટે નવા નવા અખતરા શુરૂ કરી, નવા નવા ઓજાર, ખાતર વગેરેની શોધ ખોળ કરી અખતરા સિદ્ધ કરવા લાગ્યા અને દિવસે દિવસે ઉત્સાહમાં આગળ વધતાંજ ચાલ્યા જેને પરીણામે આજે ઉત્તમમાં ઉત્તમ લાભ મેળવી શકે છે.

આપણા ત્યાંની હાલની સ્થીતી ત્યાંના અસલ વખત જેવી છે. અહીં પણ લોકો ગામમાં એક જગ્યે રહે છે. તેથી મજુરની ખોટ અને ચોર લુગરા, રખડતા ઢોર વગેરેનો ભય વધારે છે. છુટી છુટી અને દુર જમીન હોવાથી દેખરેખ રહી શકતી નથી. આથી સાચવવા માટે ખાખા ગામ તરફથી કે દરેક ખેડુતને પોતાનો જુદો માણસ રાખવો પડે છે. છતાં તેથી દેખરેખ રહી શકતી નથી. ઢોર છુટાં ચરે છે. તે બધાં વચ્ચે એક આખલો હોય છે. આથી ઢોરની ઓલાદ બગડે છે. આપણો જે ઢોર પર ખેતીનો ખાસ આધાર છે તેની જાત સુધારવા તો બનતો પ્રયત્ન કરવોજ જોઇએ. વિદ્યા અને જમીનના અભાવે લોકો હજી સુધર્યા નથી, દરેક કુટુંબમાં જમીન વહેંચાઇ ટુકડા પડે છે. આથી જમીનની પણ ખોટ પડે છે. જેથી પોતાના કુટુંબનું ભરણ-પોષણ કરવાને વીટંબણા ભોગવવી પડે છે અને ગરીબ બનતા જાય છે, જેથી સુધરેલા ઓજારો તથા ખાતરો જે બહુ મોઘાં છે તે પણ વાપરી શકતા નથી વીદ્યાના અભાવે નવા અખતરો કરી શકતા નથી અને અસલ જુની ઢબને વળગી રહયા છે, હાલમાં માયાળુ સરકાર મા બાપે આ ઉપર વધુ ધ્યાન આપવા માંડયું છે, અને ખેતી પાછળ સારો ખર્ચ કરવા માંડયો છે, કોલેજો અને ખેતીવાડી સ્કુલો કહાડી છે, વળી હાલમાં પ્રાથમીક શાળાઓમાં પણ એ વીષય દાખલ કરવા વીચાર ચલાવે છે, જે પંજાબ અને દક્ષીણમાં દાખલ થઇ ગયો છે, ગુજરાતમાં પણ બે સ્કુલો સરકારના ખર્ચે ગોધરા અને સુરતમાં ચાલે છે વળી ચાલુ સાલે પાંચ જીલ્લામાં પ્રાથમીક શીક્ષણ સાથે ખેતીવાડીનુ જ્ઞાન મળે એવી પાંચ સ્કુલો ચલાવવા માટે ગોધરા ખેતીવાડી સ્કુલમાં પાંચ શીક્ષક તઇયાર કર્યા છે, આ વીષયની કેળવણીપર વધુ ધ્યાન અપાય અને લોકો પણ રસ લેતા થાય તો આશા છે કે ખેતીમાં સારો સુધારો થવા સાથે જાત મહેનતુ થઇ સ્વાશ્રય ગુણ કેળવાવા ખાસ સંભવ છે, મારા આ લેખથી પ્રીય વાચક બંધુ આપણી હાલની સ્થીતીને સુધારવા યત્કિંચિત પ્રયત્ન આદરશે તો હું આ લેખની સફળતા માનીશ.

ખેતીવાડી સ્કુલ ગોધરા.
તા૦ ૧૫-૩-૨૪,

# " ખાતર. "

—**************—

લેખકઃ—લલ્લુભાઈ છીતાભાઈ પટેલ.
સરોણ (સુરત)

ખાતરની આવશ્યકતાઃ—

"ખેડ ખતર ને પાણી કર્મને લાવે તાણી" એ કહેવત ઉપરથી પ્રત્યક્ષ જણાય છે કે એ ત્રણે વસ્તુ ખેતી માટે જરૂરી છે. એક દુઝણી ભેંસ છે, તેને કપાસીઆ, ગોળ, ગુવાર વગેરે આપવામા આવે તો તેથી તે વધારે દુધ આપે છે અને તે ન આપીએ તો દુધ ઘટે છે, શરીર લેવાતું જાય છે; એજ રીતે જમીનને ખાતર ન આપવાથી તુલ સારા થતાં નથી. અને જમીનનો કસ ઘટે છે. આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે ખાતરની ખાસ જરૂર છે. ભેંસને સારો ખોરાક આપી વધારે દુધ મેળવવાની આશા રાખીએ છીએ. એથી પોતાના કુટુંબનું પોષણ કરી શકે છે. એજ પ્રમાણે જમીનને ખાતર આપી વધારે પાક ઉત્પન્ન કરી પોતાનું અને બીજાનું પોષણ કરી શકીએ. દાળજી રાખી ખેતી કરવામા આવે તો જે હિંદ ગરીબી દશા ભોગવે છે તે દસકરુ સોધા થાય તો કરોડો લોકોને એશ જીવન મળે. ખેતીકાર પણ સુખી સ્થિતિ ભોગવે. ઇગ્લાંડ દેશનાં જમીન છે એ ને એજ, વસ્તીનું પ્રમાણ વધે છે એ વસ્તીનું જેમ બને તેમ એમાથીજ પોષણ કરવું એ તેમનો આશય છે. જમીનને સારી રીતે કેળવી પુષ્કળ ખાતર અપાય તો વધારે પાક ઉત્પન્ન થાય. એ હેતુથી ત્યાના લોકોએ કુદરતી ખાતરો ઓછા હોવાથી બનાવટી ખાતરો બનાવ્યા. હિંદુસ્થાન જેવા દેશમાં નકામા ગણાતાં હાડકાને પોતાના દેશમાં લઇ જઇ ખાતર તરીકે તેમણે કામમાં લીધાં એ શુ બતાવે છે! ખાતરની જરૂરીઆત જાપાનમાં પણ ખાતરને ઘણું કિમતી ગણે છે. તેમને ત્યા કોઇ મેમાન તરીકે જાય અને તે મેમાન તેના સંડાસમા મળ ન નાખે તો તે લોકો પોતાનું અપમાન કર્યું એમ માને છે. પોતાના ખેતરોની ચારે બાજુએ જાજરૂ રાખે છે. તે પર પાટીઉં ચોઢી નીચે મુજબ લખે છે.

"વટેમાર્ગુઓ! ગાડેરણાની શકે આ જાજરૂમાં પોતાનો અમુલ્ય મળ નાખી ખેતરના ધણી પર ઉપકાર કરશો." બીજા દેશોમાં ખાતરને આટલું બધું મહત્વ અપાય છે, ત્યારે હિંદુસ્થાન જેવા દેશમાં એનો દુરૂપયોગ થાય છે. વિશાળ જમીન હોવાં છતાં દેશનો ઘણો ભાગ ગરીબી સ્થિતિમા સડે છે. એ અટકાવવા દરેક મનુષ્યોએ પ્રયત્ન કરવા જોઇએ ખાતરનો સદુપયોગ કરી જમીન આબી વધારે પાક ઉત્પન્ન કરી ગરીબી દશામા ઘટાડો કરશે એમ હું ઇચ્છુ છું.

ખાતરનાં સાધનોઃ—

'વનસ્પતિને ૧૪ પોષક તત્વોની જરૂર છે. ઓકસિજન, હાઈડરોજન, નાઈટ્રોજન, 'કાર્બોનિક એસિડ ગ્યાસ, ક્લોરિન, ગંધક, પોટાશ, ફોસ્ફરસ, ચુનો, લોઢું, સોડા, મેગેનીઝ, મેગેનિશીઆ અને સિલિકા પ્રથમના પાંચ વાયુરૂપ છે. બીજાં ખનીજ તત્વો છે ખનીજ તત્વો જમીનમાં કુદરતી રીતે હોય છે ઓકસિજન અને કાર્બોનિક ગ્યાસ હવામાંથી, ઓકસિજન તથા હાઈડરોજન પાણીમાંથી ક્લોરિન ક્ષાર રૂપે બની મળે, નાઈટ્રોજન હવામાં પુષ્કળ છે પણ આ દુનિયામાં કોઈ પણ વનસ્પતી એવી નથી કે હવામાંથી લઇ શકે તેથી નાઈટ્રોજન તત્વ સેન્દ્રિય માર્ગે નાખી આપવામાં આવે છે. પોટાશ, ફોસ્ફરસ વનસ્પતિને જોઇએ તેટલો ન મળતા હોવાથી તેની ખોટ પણ ખાતરથી પુરી પાડવામાં આવે છે વનસ્પતિ દર વર્ષે જમીનમાંથી ઉપર પ્રમાણેના ખોરાક લે છે. એ ખોરાકની ખોટ પુરી પાડવી જોઇએ, નહિ તો જમીનના રહેલા તત્વો ઘણે વર્ષે નાબુદ થઇ જઈ તુરત ઘણાજ નબળા થાય છે પાક પ્રથમ કરતા હાલમાં કેટલો ઉતરે છે, તે નીચેના આંકડા પરથી જણાશે

અકબર પાદશાહના વખતનો ટોડરમલે લાગલગાટ આગણીસ વર્ષના પાકનો હિસાબ મહાલી તે ઉપરથી નક્કી કરાવેલું દર વર્ષનો સરાસરી પાક કાઢી આઇને અકબરીમાં લખ્યો છે

| અનાજનું નામ. | અકબર પાદશાહના વખતમાં ( દર એકરે ) | આજના વખતમાં ( દર એકરે ) |
|---|---|---|
| ડાંગર | ૧૧૩૮ શેર | ૮૦૦ શેર |
| ઘઉ | ૧૧૧૫ શેર | ૬૬૦ શેર |
| રૂ | ૨૨૩ શેર | ૫૨ શેર |

સને ૧૮૨૮ મા ભરૂચ જીલ્લામાં મોનીઅર વીલીઅમ્સ સાહેબ હતા, ત્યારે ત્યા દર એકરે ૧૮૮ શેર રૂ અને ૧૮૮૪ મા ડાકટર બરન્ટ સાહેબે ઘણીજ મહેનતથી વાવેતર કરી અજમાયશ કરી ત્યારે દર એકરે ૮૩ શેર રૂનો પાક થયો હતો. એ ઉપરથી સમજાશે કે એ ખોટ પુરી પાડવા માટેજ ખાતરની ખાસ જરૂર છે.

ખાતરના વર્ગ બે છે. (૧) કુદરતી અને (૨) બનાવટી. કુદરતી ખાતરના પણ બે વર્ગ પડી શકે છે. (૧) સામાન્ય અને (૨) ખાસ ખાતર. સામાન્ય ખાતરમા વનસ્પતિને જે ઘણા ઉપયોગી તત્વો નાઇટ્રોજન, પોટાશ અને ફોસ્ફરસ છે, તે એમાં ઓછાવત્તા પ્રમાણમા છે. ખાસ ખાતરમાં એ ત્રણમાનું એક તત્વ વધારે હોય છે. ખાસ ખાતરો જેવા કે હાડકાં, માછલા વગેરે હાડકામાં ફોસ્ફરસ વધારે અને માછલામા નાઇટ્રોજન વધારે છે. કુદરતી ખાતરો

ઢોર, મનુષ્ય મળ, બકરા ઘેટાની લીંડી, તથા તેનું મુત્ર, પક્ષીઓની હગાર, તમામ જાતના ખોળ, જનાવરનું લોહી, હાડકાં માછલી વગેરે ગણાય છે,

## (તમામ બનાવટી ખાતરો સિવાય)

આપણે ત્યાં દરેક જગાએ સામાન્ય રીતે ઢોરનુ, બકરાં ઘેટાનું તમામ જાતના ખોળો ખાતર તરીકે વપરાય છે પરતુ બીજા ખાતરોનો ઉપયોગ થતો નથી બીજા ખાતરોનો ઉપયોગ થતો નહિ હોવાથી બનાવટી ખાતર વાપરવા પડે છે બનાવટી ખાતરોમાં સોડીઅમ નાઇટ્રેટ તથા એમોનિઅમ સલ્ફેટ, (નાઇટ્રોજન તત્વ આપનાર) પોટેશિઅમ સલ્ફેટ (પોટાશ તત્વ આપનાર) અને સુપરફોસ્ફેટ (ફોસ્ફરસ તત્વ આપનાર) એ મુખ્ય છે એ ઘણુજ મોઘા મળે છે એટલે ગરીબ ખેડુતો એનો લાભ લઇ શકતા નથી ખાતરને અભાવે પાક પણ જોઇએ તેટલો થતો નથી જેથી વ્યવહાર ચલાવવા પુરતી પણ આવક થતી નથી. બનાવટી ખાતરો તો ફક્ત કુદરતી ખાતરોની ખોટજ પુરી પાડે છે બનાવટી ખાતરોથી વનસ્પતિને જોઇએ તેવી જમીનની સ્થિતિ બનતી નથી ફક્ત તુરતનેજ લાભ મળે એટલે પાક સારો ઉતરે બનાવટી ખાતર વિના તો ચાલશે પણ કુદરતી ખાતરો વિના જમીનની સ્થિતિ વનસ્પતિને જોઇએ તેવી થશે નહિ એ ખાતરથી જમીન અને વૃક્ષ બન્નેને લાભ મળે છે.

સામાન્ય ખાતરના ફાયદા નીચે મુજબ છે.

(૧) ચીકણી જમીનને પોચી બનાવે છે, અને રેતાળ જમીનને ઘટ બનાવે છે
(૨) જમીનમા પોષક તત્વો જે કાચી સ્થિતિમા હોય છે, તે એથી વનસ્પતિને લાયક બને છે
(૩) ઝમણ સુધારે છે વધારે ઝરી જતુ હોય તો તેની ભેજ ધારણ શક્તિ વધારે છે
(૪) ઠંડી જમીનને ઉષ્ણ બનાવે છે.

આ ઉપરથી સામાન્ય ખાતર ઘણુ ઉપયોગી છે ઘણા લોકો છાણનાં છાણાં બળતણ તરીકે બાળે છે. તેથી ખાતરની ખોટ પડે છે. એ ઉપરથી ઘણાં બાળવાનુ કામ ઓછું કરીએ તો ખાતરની ખોટ ટળાય

બીજુ મનુષ્ય મળનુ ખાતર જે નકામુ જાય છે, તેનો પણ ઉપયોગ થવાથી ખાતરની ખોટ પુરાય મનુષ્ય મળના ખાતરનો ઉપયોગ ન કરવાથી દેશને કેટલુ નુકશાન થાય છે તે નીચેના આંકડા પરથી સમજાશે

અમેરિકાનો જ્યોર્જ વોશિંગ્ટન કહે છે કે ઇંગ્લંડ દેશની વસ્તી જ્યારે ૨૦ લાખ માણસની હતી તે વખતે દરસાલના મનુષ્ય મળને ખાતર તરીકે ઉપયોગ ન કરવાથી રૂ૦ ૨૮૦૦૦ નુ નુકશાન થતુ હતુ હિંદુસ્તાનમા રોબર્ટસન નામના એક અંગ્રેજ અમલદારે મનુષ્ય મળના ખાતરનુ પૃથક્કરણ કર્યું તો તેને માલુમ પડ્યું કે ૧૨ કરોડ માણસના મનુષ્ય મળનો ખાતર તરીકે ઉપયોગ ન કરવાથી ના રૂ૦ નુકશાન થાય છે એ હિસાબે દર વર્ષે ૮૦ કરોડ રૂપીઆનુ નુકશાન થાય છે આ ખાતરના ઉપયોગ

વધારે જમીનવાળા ખેડુતો પોતાની થોડી થોડી જમીન વામવ રાખે તો તેથી પણ ખોટ પુરાશે

શીંગ વર્ગના તુલો કરવાથી જમીનમાં નૈટ્રોજનનું પ્રમાણ વધે છે અને એવા તુલો લીલા પાડવામાં આવે તો તેથી પણ જમીનમાં નાઇટ્રોજન વધે અને જમીનની સ્થિતિ સુધરે છે માટે તેથી પણ ખાતરની ખોટ પુરાશે

ફેરબદલી કરવાથી પણ લાભ થાય છે કપાસનાં મુળ ઉંડાં જાય છે, તે ઉંડેથી ખોરાક લે છે બીજે વર્ષે જુવાર કરવામાં આવે છે, જેના મુળ ઉપરથી ખોરાક લે છે. ઘણાં જાતનાં મુળ અલગ છે એથી પણ ખાતરની ખાટ ઓછી થાય ફેરબદલી મુજબ તેમજ પોષક દ્રષ્ટિએ બનાવ્યો ખાતરની ખોટ પુરાશે.

ઉપર પ્રમાણે દરેક મોસમે ખાતરનો ઉપયોગ કરવો જોઇએ એ મુજબ ઉપયોગ થશે એટલે ખાતરની ખોટ જણાશે નહિ.

ખેતી પર રાજ અને પ્રજાનો આધાર છે માટે ખેતીની ખીલવણી સારી રીતે કરવી જોઇએ ખેતીની ખીલવણી થશે ત્યારેજ અન્નમાં પણ વધારો થશે પ્રથમ જેટલો પાક થાવમાં બનતો હતો તેટલો હાલ થતો નથી આજની મોંઘવારી છે છતાં ગામડાંને જાત મહેનતના અભાવે એ સ્થિતિ પ્રાપ્ત થઇ છે જાતમહેનત કરી અસલની સ્થિતિ શા રીતે પ્રાપ્ત કરીએ તે તરફ દરેકનું લક્ષ હોવું જોઇએ પ્રાણીમાત્રના શરીર નિભાવવા માટે અન્ન જળ અને વાયુની જરૂર છે જેથી અન્ન જેમ બને તેમ વધારે પકવવાની જરૂર છે. વધારે અન્ન પકવવા માટે ખેતીમાં ખાતરની ખાસ જરૂર છે આશા છે કે વાચકો આ બાબત ધ્યાનમાં લેશે તો મારો પ્રયત્ન સફળ થયો એમ માનીશ ઇત્યલમ્

ખેતીવાડી સ્કુલ ગોધરા,
તા૦ ૧૫-૩-૨૪,

# ગુજરાતી ખેતીવાડી સ્કુલ.

ખેડુતના છોકરાઓને માટે સને ૧૯૦૦ થી સ્થાપન કરેલી ગોધરા ખેતીવાડી સ્કુલનું નવું વર્ષ દર વર્ષે તા૦ ૧ લી જુનથી શરૂ થાય છે તેના ધારા અને માહીતી નીચે પ્રમાણે છે —

૧. આ નિશાળમાં દાખલ થવા ઇચ્છતા ઉમેદવારોની પ્રવેશિક પરીક્ષા નથી, પરંતુ ઓછામાં ઓછું ગુજરાતી ચોથું ધોરણ (એથી વધારે અભ્યાસ હોય તો સારું) તેણે પાસ કરેલું હોવું જોઇએ અને તે બદલ જે ગુજરાતી સ્કુલમાં તેણે અભ્યાસ કર્યો હોય તે સ્કુલનું લીવીંગ સર્ટીફીકેટ (નીશાળ છોડયા બદલનો સરતપત્રનો દાખલો) અરજી સાથે સામેલ કરેલું હોવું જોઇએ. આ સ્કુલનો અભ્યાસ ક્રમ બે વર્ષનો છે.

૨. ઉમેદવારના વાલીનો ધંધો ખેતીનોજ હોવો જોઇએ, અને તે જાતેજ ખેતી કરતા હોવા જોઇએ, કારણ કે આ નીશાળમા ખેતીને લગતુ તમામ કામ છોકરાઓના હાથેજ કરવુ પડે છે

૩. આ શાળામા ભણ્યા પછી જે ઉમેદવારનો ખેતી કરવાનોજ નિશ્ચય હોય તેણેજ આવવુ. જેનો નોકરીનોજ નિશ્ચય હોય તેને માટે આ સ્કુલ નથી.

૪. ઉમેદવારની ઉમર ૧૫ થી ૨૦ વર્ષની હોવી જોઇએ.

૫ આ નિશાળમા દાખલ થવા ઇચ્છનાર ઉમેદવારના નામ ઉપર જમીન નહિ હોય તો તેના બાપ, કાકા વગેરે કોઇપણ નજીકના સગાના નામે ઉપર પણ હોવી જોઇએ અને તે જમીન કેટલી છે સરકારમાં મહેસુલ કેટલુ ભરે છે વગેરે બાબતનો દાખલો પટેલ તલાટી તરફથી અરજી સાથેજ મોકલવો જોઇએ

૬. દરેક વિદ્યાર્થીને ભણવાનુ, ખાવાનુ અને રહેવાનુ જેટલું ખર્ચ થાય તેટલી સ્કોલરશિપ સરકાર તરફથી આપવામા આવે છે એટલે વિદ્યાર્થીને ખાવાપીવા વગેરેનો ખર્ચ બીલકુલ કરવો પડતો નથી; પરતુ અભ્યાસક્રમ પુરો થતા પહેલા (અધવચ) કોઇપણ વિદ્યાર્થી નિશાળ છોડે અથવા ગેરવર્તણુક ચલાવવા બદલ તેને કાઢી મુકવામા આવ્યો હોય તો જેટલો વખત તે નિશાળમા રહ્યો હોય તેટલા વખતને માટે દર માસના રૂ. ૧૦ પ્રમાણે તેની પાસેથી દંડ તરીકે વસુલ કરવામાં આવે છે

પુસ્તક, લાયબ્રેરી વગેરે પરચુરણ ખર્ચ. વિદ્યાર્થીના પોતાના હોય છે. તે ખર્ચ (લગભગ વર્ષના રૂ ૧૦) બદલ વિદ્યાર્થીના વાલીએ દાખલ થતી વેળા રૂ ૧૦ અનામત તરીકે આપવા પડશે

૭ આ નિશાળમાં બીજી નિશાળો પ્રમાણે વાર તહેવારની રજાઓ મળશે, સિવાય દિવાળી ઉપર એક મહિનો, અને ઉનાળામા દોઢ મહિનો રજા પડશે. અને તે બેઉ રજા વેળા વિદ્યાર્થીને ઘેર જવા દેવામા આવશે. આ નિશાળ કાઢવાનો સરકારનો હેતુ એજ છે, કે બે વર્ષ શિક્ષણ લીધા પછી વિદ્યાર્થી પોતાના માબાપને ખેતીના કામમા વધારે મદદગાર થાય અને ખેતી પણ વધારે ફાયદાકારક રીતે કરે દરવર્ષે પંદર કરતાં વધારે નવા છોકરા દાખલ કરવામા આવતા નથી

આ શાળામા નીચે પ્રમાણે વિષયો શીખવવામા આવે છે:—

(૧) કૃષિવિદ્યા, (૨) સૃષ્ટિજ્ઞાન, (આ વિષયમા વનસ્પતી અને જન્તુ સંબંધી વ્યાવહારિક જ્ઞાન આપવામા આવે છે) (૩) ખેતીવાડીને લગતી ભુગોળ (૪) ખેતીવાડીને લગતુ અંકગણિત અને જમીનની માપણી (૫) આરોગ્યવિજ્ઞાન (૬) પેટા ધંધા (૭) ગામ અને દફતરી જ્ઞાન (ખેડુતને ઉપયોગી કાયદા વગેરેનુ ઉપયોગી શિક્ષણ જેમકે જમીન મહેસુલનો કાયદો, તગાવી એકટ, કુવા એક્ટ, લોકલ બોર્ડ એક્ટ) (૮) વાચન અને લખાણ. (૯) ખેતી અને બગીચાનુ કામ (૧૦) ઓઇલ એંજિન કેવી રીતે ચલાવવું, તેના દરરોજના ઉપયોગના ભાગ કઇ રીતે સાફ કરવા કેમ ગોઠવવા વગેરે (૧૧) ખેતીના ઉપયોગી ઓજારના ભાગ ભાંગે તુટે ત્યારે કેવી રીતે દુરસ્ત કરવા એ સંબંધમાં સુથારી લુહારી કામ (૧૨) વ્યાયામ.

આંખ આખી પણ ચઢી શકે છે અને ચીરીને લગાવી હોય તો તે પણ થાય છે ચીરીને ચઢાવવામાં સુગમતા પડે છે કારણ કે આખી આંખ કહાડતા તેમજ ચઢાવવાનુ કામ મુશ્કેલ પડે છે. ચીરેલી આંખે એક માણસ દરરોજ સહેલાયી ૫૦ થી ૭૫ ચઢાવી શકે છે રચેલી તરફ જેવી રીતે ઝાડની વચ્ચે ખેડ અને ઝાડની આજુ બાજુએ ગોડ થવી જોઈએ. ગોડ અને ખેડ દરેક ઝાડના દરેક બગીચામા અવશ્ય રીતે થવાં જોઈએ.

(૫) આ સાલ લીંબોઈ તેમજ શેરડીમા (અસલાલી તરફ) મશી જણાઈ હતી. શેરડીમાં તો બહુ નુકસાન નથી થયુ પણ કોઈ કોઈ જગોએ લીંબોઈમા વધુ નુકસાન થયું છે. જે લીંબોઈ છેટું છેટે રોપવામાં આવેલી તેમજ જેમાં નીયમસર પાણી, ખેડ, ખાતર તથા ગોડ થઈ હતી તેમાં નુકસાન ઓછું થયુ હતુ જુન માસમા પાણી બીલકુલ મળેલુ નહીં. એવાં ઝાડમાં મશીના રોગ ઘણું જુજ પ્રમાણમાં જણાયો હતો. આ સાલ આદલોદીઆં ગામે રા' છનાભાઈ જેરાભાઈને ત્યાં લીંબોઈમા મશી વધુ પ્રમાણમાં જણાઈ હતી તેમને જુદી જુદી અજમાયશ કરી જોવા સુચવેલું હતુ. તેમાંની જે રીત એમને ઉપયોગી જણાઈ હોય તે જો આ ત્રિમાસીકમા છપી જણાવશે તો તેમનો અનુભવ બીજાને ઉપયોગી જણાશે.

પરાગજી રણછોડજી દેસાઈ.
ખેતીવાડી ઓવરસિઅર—અમદાવાદ.

---

## "આનંદ પર્યટન"

---

લેખકઃ—લલ્લુભાઈ છીનાભાઈ પટેલ,
ખેતીવાડી નિશાળ—ગોધરા

ગોધરા ખેતીવાડી સ્કુલ સને ૧૯૨૦ મા સ્થાપન થઈ છે. સ્કુલનો અભ્યાસક્રમ બે વર્ષનો છે. એમાં ખેડુતોના છોકરાઓને દાખલ કરવામાં આવે છે, રહેવાનુ ખાવાનું અને ભણવાનું મફત છે. નવું વર્ષ જુનની ૧ લી તારીખે દર વર્ષે શરૂ થાય છે. આ નિશાળમાં જેને દાખલ થવુ હોય તેને મે મહીનાની આખર તારીખ સુધીમાં નિશાળના હેડમાસ્તરને અરજી કરવી પડે છે. અહીંથી દર વર્ષે બીજા વર્ષના વિદ્યાર્થીઓને ગુજરાતની મુસાફરીએ લઈ જવામાં આવે છે. આ વર્ષે એટલે સને ૧૯૨૩ માં નામદાર સરકારે પ્રાથમિક શાળાઓમાં ખેતીનો વિષય શીખવવા માટે જિલ્લાવાર એકેક શિક્ષકને અહીં શિક્ષણ લેવા મોકલ્યા છે. પર્યટનનો લાભ સુભાગ્યે અમને પણ મળ્યો.

તારીખ ૨૧-૧૨-૨૩ ને રોજ સાંજે પાંચ વાગે ગર્હેરબાન સેઠ માસ્તર સાહેબ તથા સહાધ્યાયી શિક્ષક બંધુઓ તથા બીજા વર્ષના વિદ્યાર્થીઓની સાથે અમારો એક નાનકડો સંઘ કૃષિક્ષેત્રોનું અવલોકન કરવા માટે ગેધગ સ્ટેશન તરફ રવાના થયો. એ વખતે હરેક હૃદય ઉલ્લાસમાં હતાં, ગાડીની રાહ જોતા હતા, ટાઈમ થઈ ગયો પણ ગાડી આવી નહિ, જેથી અમો અધીરા થઈ ગયા. એવામાં અર્ધા કલાક પછી ગાડી આવી જેમાં અમારા બીસ્તરા, સામાન વગેરે ગોઠવી બેઠા અને વડોદરા તરફ પ્રયાણ કર્યું.

વડોદરા સ્ટેશને અમો રાતના સાડા નવ વાગે પહોંચ્યા. સ્ટેશન પર વડોદરા મોડલ ફારમ તરફથી ફીલ્ડમેન મી. મણીભાઈ લેવા માટે પધાર્યા હતા તેમની સાથે અમો મુકામે ગયા. સવારે પાંચ વાગે ઉઠી દાતણ તથા નાહવાના કામથી પરવારી સાત વાગે ફારમ સુપ્રિન્ટેન્ડન્ટ સાહેબને બંગલે ગયા તેમના તરફથી ફારમનો વાર્ષિક રિપોર્ટ વાંચી સંભળાવવામાં આવ્યો રિપોર્ટની હકીકત ટુંકમાં નીચે મુજબ છે.

ફારમનું કુલ ક્ષેત્રફળ ૧૪૭ વીઘાનું છે તેમાં દર સાલ ૧૧૬-૧૨૭ વીઘા વાવેતર થાય છે ફળાદિ ઝાડો જેવાં કે નારંગી, સંતરા, લીંબુ, આંબા અંજીર દ્રાક્ષ, દાડમ ચીકુ વગેરે પણ થોડા થોડા પ્રમાણમાં કરવામાં આવ્યાં છે પાણી માટે એક બોરીંગ કરેલો કુવો છે એન્જીનથી પાણી કાઢવામાં આવે છે. સાડા આઠ હોર્સ પાવરનું એન્જીન છે. દર કલાકે ૬-૭ હજાર ગેલન પાણી નીકળે છે. પંપની સાથે જીન, ઘંટી, કડબ કાપવાનો સંચો પણ ચલાવવામાં આવે છે.

ફારમમાં નીચે મુજબ પાકની ફેરબદલી કરવામાં આવે છે.

| અ | બ | ક | ડ |
|---|---|---|---|
| (૧) બાજરી | (૧) બાજરી | (૧) પડતર | (૧) કપાસ |
| (૨) કપાસ | (૨) કપાસ | (૨) બાજરી | (૨) બાજરો. |
| (૩) સુંઢીઉ | (૩) તંબાકુ | (૩) કપાસ | |
| (૪) તીવેલા | (૪) સુંઢીઉ | (૪) સુંઢીઉ | |

જુદા જુદા અંતરે વાવેલા કપાસ, બાજરીની ૩ વર્ષની સરાસરી ઉપજ.

| કપાસ. | | | બાજરી. | | |
|---|---|---|---|---|---|
| અંતર | દર વીઘે | રતલ ઉપજ કપાસ | ફુટ | દર વીઘે | ઉપજ શેર |
| ૨ ફુટનો | ,, | ૪૧૭ | ૧ | ,, | ૫૪૬ |
| ૩ | ,, | ૩૬૦ | ૧॥ | ,, | ૫૭૮ |
| ૪ | ,, | ૫૭૭ | ૨ | ,, | ૫૩૨ |
| ૫ | ,, | ૪૭૬ | | | |

જરૂર છે. પ્રથમથીજ નાના બાળકોને એ ગુણ શાળાઓમાંજ કેળવાય એવું શિક્ષણ આપવાની જરૂર છે. શાળાઓમાં ખેતીનો વિષય દાખલ કરવામાં આવે તો તેમનામાં જાત મહેનતનો ગુણ આવે કે જેથી તેઓનું ધ્યાન નોકરી તરફ ન વળતાં ખેતી તરફ વળે. ખેતી પર ધ્યાન આપવાથી તેમનો નિર્વાહ સારી રીતે થઈ શકે છે. જે દેશના ૮૦ ટકા લોક ખેતી પર આધાર રાખે છે, તે દેશમાં ખેતીનું શિક્ષણ ન અપાય એ ઘણુંજ દીલગીરી ભરેલું છે. ખેતી પરજ દુનીઆનો આધાર છે સુધરેલા દેશોમાં ખેતીના વિષયની કેળવણી અપાય છે. ખેતીનીજ કેળવણીથી તે દેશોની ઉન્નતિ થઈ છે. માટે ખેતી પ્રધાન લોકવાળા દેશમાં ખેતીના શિક્ષણની ખાસ જરૂર છે.

---

## અમદાવાદ જીલ્લામાં આવેલા મોડાસા તાલુકાના ખેડુતો અને તેમના ખેતી સંબંધી ટુંક હકીકત.

લેખક—પરાગજી રણછોડજી દેસાઈ.
ખેતીવાડી ઓવરશીઅર—અમદાવાદ.

મોડાસા તાલુકો અમદાવાદ જીલ્લામાં આવેલો છે. તેની ઉત્તર અને પુર્વ બાજુએ મહીકાંઠાના ડુંગરપુર, વાંસવાડા તેમજ ઇડર સ્ટેટના ગામ, દક્ષીણ બાજુએ ઇડર સ્ટેટ અને ખેડા જીલ્લાનો કપડવંજ તાલુકો તેમજ પશ્ચિમ બાજુએ ઇડર, આમલીઆરા સ્ટેટ તેમજ પ્રાંતીજ તાલુકાના ગામ આવેલા છે

**જમીન અને તેની માવજત:—**

આ તાલુકામાં બધા મળી ૪૭ ગામ આવેલાં છે આ તાલુકામાં વચ્ચે વચ્ચે ઇડર સ્ટેટના ગામ પણ ભેળસેળ આવેલાં છે.

આ તાલુકામાં મધ્યમ કાળી, રેતાળ, ગોરાડી વિગેરે જુદી જુદી જાતની જમીન માલુમ પડે છે ધનસુરાની આજુબાજુએ મધ્યમ કાળી તથા ગોરાડી અને રેતાળ જમીન છે ટીંટોઇની આજુ બાજુએ રેતાળ તથા નવી ખેડેલી જમીન કાળી જમીન છે મોડાસામાં રેતાળ, શાયરામાં રેતાળ, સાકરીઆમાં મધ્યમ કાળી તથા રેતાળ છે. ડુંગરીઆળ મુલક હોવાથી જુદી જુદી જાતની જમીન એકજ ગામમાં ખેતરવાર મળી આવે છે. પથ્થર હોવાથી પાણી ૩૦ ફુટથી ૪૦ ફુટની ઉંડાઇએ નીકળે છે. પણ પ્રવાહ નબળો હોવાને લઈ કુવા પહોળા કરવા પડે છે. પથ્થર તોડવાનો ખરચ વધુ થાય છે. તેથી ઓછો વરસાદ વાળા વરસમાં ઘણા ખરા કુવામાં પાણીનો જથ્થો ઓછો હોય છે તેથી પીતના ઘઉં ઓછા પ્રમાણમાં વવાય છે. ટીંટોઇ ગામ કપડવંજ તાલુકાની નજીકમાં આવેલું

તથા આળવીનું વાવેતર જોવામાં આવે છે. ડુંગરી અને લસણ તેમજ મરચાં નું વાવેતર કોઈકોઈ જગોએ જોવામાં આવે છે. ડાંગરની જમીન જુજ હોય છે અને તેમા વરી ન મનું ડાગર કરવામાં આવે છે. શાકભાજીનો પાક, નહી જ જેવા હોય છે. દેમઈ નજીક અડદ, મગ, તુવર વગેરે કઠોળનો પાક થાય છે. મેનપુરા નજીક અડદ અને ગુવારનું વાવેતર જુજ પ્રમાણમા થાય છે. જુવાર નુ વાવેતર પણ જુજ થાય છે

વરસાદ થયા બાદ વરાપ થયે દેશી હળથી ખેડ કરવામાં આવે છે ત્રણ ચાર ખેડ કર્યા બાદ કાળી જમીન અગર રેતાળ જમીનમાં બાજરી અગર મકાઈનુ વાવેતર હળવતી કરવામાં આવે છે વીઘે ૧૦ શેર થી ૨૦ શેર સુધી બીનું વાવેતર કરે છે મહીનાનો પાક થાય ત્યારે આડી ખેડ કરવામા આવે છે અને એક વખત નીંદવામા આવે છે આ જમીનમા ખડ બહુ થાય છે. પધ્ધતિસરનુ વાવેતર ન હોવાથી રાપડી ફરી શકતી નથી તેથી નીંદવામાં ઘણી મહેનત પડે છે અને ખરચ બહુ થાય છે (બ રેઠી જમીન ઘણુ કરી એક અગર બે સાલ માટે રાખવામા આવે છે તેમા તલ કોદરા બંટી, ગુવાર અડદ વિગેરેનું વાવેતર કરવામા આવે છે. આ જમીન જો કાયમ રાખવામા આવે તો જમીનની ખેડ સારી થાય, તેની સ્થિતિ સુધરે અને પાક પણ સારા થાય. બારેઠી જમીનમા પાકની કાપણી થયા બાદ જમીન એમની એમ પડી રહે છે. આ ભાગમાં તલનો પાક ઘણો થાય છે. પણ લોક ઘણુ ખરે ભાગે સ-સીયુ અગર સરસનું તેલ વાપરે છે)

મકાઈ અને બાજરીનો પાક ઘણું કરી સપ્ટેમ્બરની આખરમાં તઈયાર થાયે છે મકાઈ પીળી જાતની હોય છે. ઉતાવળથી પાકે એવી જાતની મકાઈ ખેડુત લોકને ઉપયોગી હોય છે મકાઈનુ વાવેતર જાડું હોવાથી દોડા નાના હોય છે અને માથા સુધી ભરાયલા હોતા નથી. બીને માટે દે.ડા ખેતરમાં પસંદ કરતા નથી. મકાઈ કાપી લઈ સુકાય ત્યારે પુળા બાંધી દોડા લણી લઈ દાણા મુસળી (હાથ મજુરીએ) કાઢવામા આવે છે એક વીઘામાં વરસાદ સારો હોય તો ૨૫ મણથી ૩૦ મણ મકાઈ સારી જમીનમાં પાકે છે. વરસાદ ૧૦ ઇંચ કરતાં ઓછો હોય તો કુવાનુ એક પાણી પાવુ પડે છે જો પાણી ન આપવામાં આવે તો અડધાથી ઓછો પાક થાય છે. મકાઈના પાકને સુવર અગર ભુંડ ઘણુ જ નુકશાન કરે છે. (રંગોલ ગામની મકાઈ ચાર મહીને તઈયાર થાય છે. અહી આ પાણી પુષ્કળ છે તેથી ચાર મહીનાની મકાઈ થાય છે. પાક ગોઠાથમા સારો અને વધુ થાય છે જમીન ભેરંગી અને લાલ હોય છે શીઆળામા મકાઈ વાવવાના હોય તો ગાળમાં ...રે છે એટલે ચોમાસામા ખેડ કર્યા કરે છે. શીઆળુ બી વીઘે ૨૦ શેર સુધી વાવે છે જયારે ચોમાસુ શેર ૧૫

મકાઈની સાથે વરીઆળી છાટી અગર તો રોપ ઉછેરી રોપવામાં આવે છે એક વીઘામા આશરે ૪થી ૫ શેર બી જ્યારે મકાઈને આડી બેઠવામા આવે છે (વાવેતર પછી એક માસે) ત્યારે છાંટી દેવામા આવે છે. જ્યારે મકાઈ કાપી લેવામા આવે છે ત્યારે ઉછરતી વરીઆરીને આડી ઉભી બેઠ નાખવામા આવે છે પછી પાણી મુકવામા આવે છે. પાંચથી છ પાણી વાવામા આવે છે. દરેક વાળા ભાગમા બે ફુટને છેટે મકાઈમા બી થાણુવામા આવે છે. અને મકાઈને કાપી લીધા બાદ વરીઆળીને બેઠી પાણી આપવામા આવે છે (કેટલીક જગોએ વરીઆળીના રોપ ઉછેરી નોખી રોપવામાં આવે છે.) મકાઈના પાક સાથે એક વીઘામા વરીઆળીનો પાક ૧૨ મણ થી ૨૦ મણ સુધી થાય છે. પણ વીણવાની મજુરી ઘણી પડે છે.

કપાસનુ વાવેતર હાલમા દાખલ થયુ છે. દરેક નજીક ત્રણ ફુટને છેટે વાવવામાં આવે છે એક વીઘામા ૪ મણ થી ૮ મણ સુધીનો પાક થાય છે, ધનસુરા નજીક કાળી જમીનમા બે ફુટને છેટે કપાસ થવાનેલો તે આ સાલ સારો થયો હતો એક વીઘામા એક ખેડુતને ૯ મણ થયો હતો જ્યારે હલકી જમીનમા એક વીઘામા એક મણ થયો હતા ભારેટી જમીનમા એકે વીઘામાં તલ ૩ મણ થા ૬ મણ સુધી પાક છે તેમજ બટી નો પાક એક વીઘામાં ૧૦ મણ થી ૨૦ મણ સુધી થાય છે ગુવારનો પાક ૧૦ મણ થી ૧૨ મણ સુધી થાય છે.

પાણી

લગભગ આખા તાલુકામાં બધા મોટા ગામોમા પાણી મીઠા છે જેથી બાગાયતી તુવેર સારી રીતે થઈ શકે એમ છે મોરાસામા પપૈયા, આદુ, હળદ શેરડી વિગેરે થઈ શકે એમ છે પણ એના ઉદ્યમી ખેડુત નથી તાલુકામાં તળાવ પણ ઠીક છે. જંગલનો ભાગ નજીકમા તેમજ તાલુકામા આવેલો હોવાથી વરસાદ પણ સાધારણ ઠીક થાય છે. તળાવના પાણી ઢોર ને પીવાને ઉપયોગી પડે છે. બોરીંગથી પાણી વધે છે કે નહી તેને માટે ખાસ પ્રયાસ થવાની આ ભાગમા જરૂર છે કે જેથી ઓછા વરસાદ વાળા વરસમા પીતના તુવેર બરાબર થઈ શકે જો આ બાબત પર પુરતુ લક્ષ આપવામા આવેતો પાણીનો જથ્થો વધવા સંભવ છે. આ ભાગમા ગરીબ ખેડુત હોવાથી ઓઈલ એન્જીન, પંપ અગર રેંટ જોવામા આવતા નથી. પાણી ઉપર હોવાથી સુંઢીયો કોસ (ચામડાનો) ખાસ વપરાશમાં હોય છે.

ખેડ

મોડાસામાં રતાલુ તેમજ અળવીનુ વાવેતર કરવામાં આવે છે. અત્રે તે

•બી માટે વાણીઆ પણ આધાર રાખવાનો હોય છે સાગ સોપખા બી સંગ્રહી રાખવા અને મગાવવા ખેડુતો કાળજી રાખતા નથી કોઈકોઈ વરસમાં બાજરી અને મકાઈમાં ફ્રોસ્ટથી ઘણુ નુકસાન થાય છે.

ખેતીનાં ઓજાર—તથા ખેડુતના સાધનો.

ઓજારમા મુખ્ય દેશી હળ છે દેમેઇ [illegible] સંપ, રાપડી, કુહાડા તથા દેશી મોટ કુઇ વિગેરે જોવામા આવે છે ત્યા પણ લોખંડ ક હળ તથા બીજા સુધરેલા ઓજાર બીલકુલ વપરાતા નથી. ગાડાની કીમત રૂ. ૧૫૦ થી ૧૭૫ પડે છે અને ચાર પાંચ ખેડુત વચ્ચે એકાદ ગાડુ હોય છે. કોસ વગતની કીમત રૂ. ૧૫ થી રૂ ૨૦ થાય છે સવારની કીમત રૂપીઆ ત્રણ તથા પરચુરણ વસ્તુ રૂપીઆ બેમા થાય છે

વાસણ વગેરે ઘરે બોઘેણા માટીના વપરાશમા હોય છે તાંબા પીત્તળના વાસણ જુજ પ્રમાણ પડે છે. ઘર માટીના તેમજ ઇંટ માટીના હોય છે. એક સાધારણ ઘર બાંધતા રૂપીઆ ૫૦૦) થાય છે ઇંટ સાથે ગોરમટી જેવી ચીકણી માટીનો ઉપયોગ કરવામાં આવે છે કડીઆનો રોજ દરરોજનો રૂપીઓ મળે તથા વળી વખત ખાવાનુ તેમજ ઘી દર કડીઆ દીઠ શેર ૦ા આપવુ પડે છે ગોરમટી માટી ગધેડાવાળા દર સો ટના એક કડીઆ દીઠે ૪ આનાથી ૮ આના લઇ આણી આપે છે કડીઓ હાલ વધીને ૫૦ [illegible] માટીનો ઉપયોગ કરે છે મોટા ગામમા કુંભાર, સુતાર તથા લુહાર કારીગર હોય છે એક કુવાનો ખરચ રૂ ૮૦૦ સુધી થાય છે.

ઢોર.

તાલુકામાં વપરાતા બળદની જાત નાની છે બીજા કુંભારવાડા સુરતના [illegible] એ મળતીજ છે આ જાત નાની અને કદમાં નાની છે પણ મજબુત હોય છે ભરેલી ગાડી લઇ જતી હોય ત્યારે બે બળદની જોડ ચોથીઆ વતી જોડવામા આવે છે; મોડાસાથી તલોદ તેમજ મોડાસાથી કપડવંજ તેમજ મોડાસાથી શામળાજી તરફ બળદ ગાડીથી વહેવાર ઘણો ચાલે છે જો કે ખેડુત વર્ગ તો પગે મુસાફરી કરવાનુ પસંદ કરે છે ચાર પાંચ ખેડુત વચ્ચે એકાદ ગાડુ હોય છે અને તેનો ઉપયોગ ભાર વહન કરવામાં થાય છે ખેડુત વર્ગ ૧૫ થી ૨૦ ગાઉની મુસાફરી પગે ચાલીને કરે છે.

ભેંસો વધારે હોવાથી ઘી નો વેપાર ઘણો ચાલે છે કહેવાય છે. કે મોડાસામાથી દર વર્ષે એક લાખ રૂપીઆ ઘી બહાર જાય છે તાલુકામાં દુધ પીવાનો મહિમા નથી. ગાડાં તેમજ ઘોડાગાડી અને મોટરની સરસ મુસાફરી માટે છે જેવી નથી જોઇએ [illegible] સહેલાઈથી લઈ જવાય એમ નથી ભેંસની જાત પણ મધ્યમ કદની હોય છે અને દુધ નજીવું આપે છે. ખાણુ અને રોપવામા [illegible] તથા કુવારીઆનુ [illegible] આશરે ૪ શેર દરેક ઢોરને દરરોજ આપવામા આવે છે. મકાઇ, બાજરીના પુળા અને ઘઉનુ ભુસુ ઢોરને ખવાડવામા આવે છે

બળદને જુવાર બાફીને ખવાડવામાં આવે છે એક બળદને દરરોજ બે શેર આપવામાં આવે છે એક વરસ દરમ્યાન દરેક બળદ દીઠ ૧ મણ જુવાર ખવાડવામા આવે છે. શીઆળામા બળદને ૨૦ શેર તલનુ કચરીયુ [illegible] આપવામાં આવે છે, અને ગોળ ૫ શેર

બટાટા વેચાતા લઇ તે ખાય છે. શાકભાજી શુ છે તેની તેને ખબર નથી એમ કહીએ તો ચાલે. દાળમાં કઠોળ, મગ, અડદ વિગેરેનો ઉપયોગ તે કરે છે. મકાઇના ડોડા તઇયાર થાય ત્યારે આખા ડોડા સેકી અગર બાફી ખાય છે. બાજરીના ડુંડામા દાણો ભરાય ત્યારે તેનો પોંક ખાય છે. વાણીઆ ઘઉ તઇયાર થયે તેનો પોંક પણુ તે ખાય છે.

પાટીદાર ખેડુત દરરોજ બે વખત સ્નાન કરે છે. ખીચડી અને ઘઉંનો કંસાર તેમજ તુવેરની દાળ અને ચોખા ખાવાને તેને મળે ત્યારે તે ભાગ્યશાળી માને છે.

જમીનની કીમત વીઘાના રૂપીઆ ૫૦ થી રૂા ૫૦૦ સુધી ગામ જમીન તેમજ લેનારની ગરજની પ્રમાણમા હોય છે.

આખા તાલુકામા મોટા પ્રમાણુમા ખેતી કરવા વાળા ખેડુતની સખ્યા જુજ છે.

ખેડુતો—

મોડાસા તાલુકામાં ખેડુતોની મુખ્ય કોમ ગુણાનુસાર નીચે મુજબ છે

(૧) પાટીદાર (અ) લેવા, (બ) કડવા, (ક) આંજણા (૨) વાણીઆ (૩) બ્રાહ્મણ (૪) ધાંચી–મુસલમાન (૫) કોળી–ઠાકરડા (૬) મહેવાસી કોળી અને (૭) ભીલ

વાણીઆ લોક જાતે ખેડતા નથી પણુ તેઓ મજુર રાખી કરાવે છે. પાટીદારની ખેતી બીજી કોમ કરતા ઠીક હોય છે કારણુ કે એ વધારે મહેનતુ છે મહેવાસી કોળી અને ભીલ લોકની ખેતી હલકા પ્રકારની હોય છે.

પાકનુ વેચાણુ:—

—મકાઇ તથા બાજરી લોકના ખાદ્ય અનાજ છે. ઘઉ, કપાસ વરીઆળી, રોકડ પઇસ લાવનાર પાક છે. વધારાની મકાઇ અને બાજરી ગામમા વાણીઆને વેચાતી આપી દે છે. ઘઉ વિગેરે માલ પણુ વાણીઆ વેચાતો રાખે છે દેમેઇવાળા લોક કપાસ કપડવંજ જીન મા વેચાણ આપે છે ખેડુત વર્ગની એકંદર સ્થિતિ ગરીબ હોવાથી માલના વેચાણુ તેમ જ ખરીદી માટે-તેને વાણીઆ પરજ આધાર રાખવો પડે છે.

આ તાલુકામાં ક્રેડીટ સોસાઇટી ફક્ત દેગેઇ ગામેજ હતી. નવી સ્થાપાય એ હાલમા તો બનવા જોગ નથી તેનું મુખ્ય કારણુ વાણીઆ શાહુકારો દરેક ગામે છે. અને ખેડુત હાલમાં તેમનો દબાયલો છે. અને તેથી તેમને તેમનામા વિશ્વાસ રાખવો પડે છે

વખતના વહેવા સાથે ખેડુતોએ પાક વિગેરેમા જોઇતા સુધારા ઘણા ખરા માલોમ કર્યા નથી તેમજ ખેડમાં પણુ જોઇતુ લક્ષ આપતા નથી, હદ ઉપરાત વહેવારીક ખર્ચને લઇ તેમજ ઓછા વરસાદ વાળા વરસને લઇ તેમની સ્થીતી બગડતી હોય તેમ જણાય છે જ્યાં કપાસનુ વાવેતર દાખલ થયું છે ત્યા તેમની સ્થીતિ સુધરતી હોય તેમ જણાય છે ખેડુતને આ ભાગમા જરૂરીઆત ઓછી છે એટલે એમનો વઠભવ પણુ ઓછો છે તો પણુ એ સતુષ્ટ હોય એમ જણાય છે.

મજુરો—

મજુરની મુશ્કેલી લગભગ બધેજ છે અને તે દીવસે દીવસે વધતીજ જાય છે ખેડુતો ખેતીમાથી કંટાળવા લાગ્યા છે અને તેમના છોકરાને નોકરીમા મુકવા અગર ધધાન વા તઇયાર હોય છે. મીલ, જીન, રેલ્વે તથા બીજા ઉદ્યોગથી પૈસા કમાવા શહેર મા જવાનો પ્રયાસ શરૂ થયો છે. લોકને તો પણુ ખેતી પ્રત્યે આદર ભાવ છે આંજણા પાટીદાર ખેતી છોડી બહાર જાય તો તેને કન્યા મળતી નથી. શહેરમા હદથી મળતો

# વેદમાં ખેતી.

—**** *******—

ગતાંકથી ચાલુ

અર્થાત્

૧ આ ગૌશાળામા એ ગાયો ખાતર ઉત્પન્ન કરનાવાળી છે.

૨ ગાયો અહિં આવી જાય અને ખાતરથી જેમ ખેતર પુષ્ટ થાય છે તેમ પુષ્ટ થાય

૩. હમને ગૌશાળા લાભદાયક થાઓ. અને ગાયો એવી પુષ્ટ થાવ કે જેમ ખાતરથી ડાંગરનુ ખેતર પુષ્ટ થાય છે

૪ એનો પોષક ગોવર દાસી દુર ફેકી દે છે.

૫ એનો ગોવર એક જણુ ઉઠાવે છે

આ મંત્રોમા કરીષ, શકૃતુ શકન્ શક, શાક એ શબ્દો ખાતરના વાચક છે ગાયના ગોવરનુ એ ખાતર છે અને બીજા કોઇ પ્રકારનુ નહી એ બાબત અહી વિશેષ અતિથી લક્ષ્યમા લાવવા યોગ્ય છે. જે ધાન્ય મનુષ્યને ખાવા યોગ્ય છે એને માટે ગાયનુ ગોવર ઉત્તમ પ્રકારનુ ખાતર જણાય છે બીજા રસાયનિક વિગેરે ખાતરોથી ધાન્યની પેદાશ વધે છે પરંતુ, મીઠાશ કમ રહે છે અને નિમત્ત માલુમ પડે છે,

ઉક્ત મંત્રમાં " શારિ શાક " શબ્દ નોંધ કરવા યોગ્ય છે 'શાલિ" એક પ્રકારના ઉત્તમ ચાખા છે એની ખેતીમા ગાયનુ ગૌવરનુ ખાતર ઉત્તમ ગણાય છે એ બાબત ઉક્ત શબ્દથી સ્પષ્ટ થાય છે ' શારિ, શાલિ " એ શબ્દ એકજ જાતના ચોખાનો બોધ ક. છે, આ ચોખા પચવામા ઘણા સહેલા અને અત્યંત પૌષ્ટીક તથા મીઠા હોય છે બીજા કોઇ ખાતરથી એ સ્વાદ આવતો નથી અન્ય ખાતરોથી એનો સ્વાદ બગડી જાય છે. તાત્પર્ય કે ગાયોનુ ગોવર અને પુત્રાદિક ખાતરને માટે સુરક્ષિત રાખવું જોઇએ એ પ્રમાણે વેદમા ખાતર સબંધી સમતિ છે ખાતરનો પ્રબંધ કર્યા પછી ખેતીના સાધનોનો વિચાર પ્રસ્તુત થાય છે આ પ્રકરણમા હળનો વિચાર પ્રથમ કરવા યોગ્ય છે

## વેદમાં હળ

### (૧૬) ૭ બળદો વડે ચાલતું હળ

હળના આકારનુ અનુમાન જોડવામા આવતા બળદોની સખ્યાથી વિદિત થાય છે, વેદમાં હળના બળોની સખ્યા કમમાં કમ ૭ કહી છે જુઓ —

૧ ષડ યોગ સીર ... ..આદ્ |

૨ ષ. ગર્વન કૃષતિ |

૩ સીર યુનક્તિ | ષડગવ ભવતિ |

૪ ઇમ યવ ... . ......ષડ યોગે ભિરચ કૃષુ ॥

અર્થાત ૧) ૭ બળોથી જેને ખેચવામા આવે છે તેને (સીર) હળ કહે છે.

૨) ૭ બળદોથી ચાલતા હળથી ખેતી કરવામા આવે છે.

૩) હળ જોડે છે ૭ બળદોનું છે
૪) આ જવની ખેતી ૭ બળદોના હળથી થય છે

આ મંત્રોમાં ૭ બળદોથી ચાલી શકતા હળનું વર્ણન છે જવનું ખેતર ૭ બળદોના હળથી ખેડવું જોઈએ એ બાબત અર્થવ વેદના ઉક્ત મંત્રથી સિધ્ધ થાય છે ઉક્ત મંત્રમાં ' ષડ યોગ ' શબ્દ છે એમાં "ષટ+યોગ ' એ બે શબ્દ છે અહીં યોગ શબ્દનો અર્થ વિશારદમાં છે તે વ્યક્ત થઇ રહ્યો છે, આ વિષયમાં જુઓ સીર-યોગ the yoking of cattle to a plough, or a team so yoked (અપરે કૃત કોશ) હળ ખેંચવા વાળા બલ યોગ શબ્દનો અહીં આ અર્થ છે "સીર યોગ અર્થાત્ હળને જોડવાના બલ એ પ્રમાણે ષડ યોગ" નો અર્થ ' ૭ બળદ જોડવાની આવશ્યકતા છે એવું હળ ' થાય છે, એજ પ્રમાણે અષ્ટા યોગ દ્વાદશા યોગ આદિ શબ્દોનો અર્થ સમજવો ૭ બળદના હળને માટે બીજો એક શબ્દ વપરાય છે તે ' ષડ-ગવ ' છે, તાત્પર્ય

ષડ યોગ ષડ-ગવ

એનો અર્થ એકજ છે બળદની સખ્યા પહેલા શબ્દથી જાણવામાં આવે છે એ આ શબ્દોની વિશેષતા છે

(૧૭) આઠ બળદો દ્વારા ચાલતું હળ

પુર્વ સ્થાનમાં ૭ બળ થી ચાલતા હળનું વર્ણન છે એનાથી મોટુ આઠ બળદનું થાય છે જેનું વર્ણન નિમ્ન મંત્રમાં પાઠક જોઇ શકશે

હ્ય અષ્ટા યોગૈ . અથ કૃષિ ।

"આ જવની ખેતી આઠ બળદથી ચાલતા હળથી કરવામાં આવી છે ' આ મંત્રનો " અષ્ટા યોગ ' શબ્દનો અર્થ ' ષડ યોગ " શબ્દની સમાન કરવા યોગ્ય છે જેને આઠ બળદ જોડવામાં આવે છે તેને " અષ્ટા યોગ કહેવામાં આવે છે હવે એનાથી પણ મોટા હળનું વર્ણન જુઓ —

(૧૮) બાર બળદથી ચલાવવામાં આવતું હળ

૭ અથવા આઠ બળદવાળા હળ કરતા બાર બળદવાળું ઘણું મોટું અને ભારે હોય છે એનું વર્ણન નિમ્ન મંત્રોમાં જુઓ

૧ દ્વાદશ ગવ સીરં ।
૨ દ્વાદશ ગવેન ।
૩ સીરવા દ્વાદશા યોગ ।

અર્થાત —

" ૧ બાર બળદનું હળ હોય છે
૨ બાર બળદના હળથી ખેતી કરે છે
૩ હળને બાર બળદ જોડવામાં આવે છે ( અપુર્ણ )

K. D. Naik,
D A. O—BROACH.

# "કેળવણી કેવી હોવી જોઈએ ?"

—************—

લેખકઃ-ભિખાભાઇ કળીદાસ પટેલ.

ખેતીવાડી સ્કુલ-અંબાલી તાલુકે ગોધરા.

ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર, નફટ નોકરી અને કનિષ્ટ ભિખ એવી પુરાણી કહેવતાનુસાર ખેતીનુ સ્થાન બધા ધંધાઓમાં અગ્ર છે, એ નિર્વિવાદ છે એવો જે ઉત્તમ મનાતો ખેતીનો ધંધો તે દિવસે દિવસે દેશના પ્રતિકુળ સંજોગોએ કે એ વિષયના અજ્ઞાને કરી અપ્રિય થઇ પડયો છે, તેનું મુખ્ય કારણ એકપક્ષી અને નોકરીની લાલસા આપનારી કેળવણીજ છે તો હવે આપણે કેળવણીની દિશા બદલવાની જરૂર છે, તે જ્યાં સુધી બદલાશે નહી, ત્યાં સુધી દેશની આબાદીનો વિચાર કરવો નિરર્થક છે દિન પ્રતિદિન સંજોગો એવા આવતા જાય છે કેઃ- આવક થોડી અને ખરચ ઘણું આ પ્રમાણે થાય એ દેશની પડતીનું સુચનજ કહેવાય. ખેતી ઉપર દેશનો અને રાજ્યનો મુખ્ય આધાર છે. જે રાજ્યના લોકો ખેતીમાં રસ લેતા હોય, તે રાજ્ય આબાદ ગણાય છે, અને તે રાજ્યના લોકો પણ પઇસે ટકે અને બીજી બધી રીતે સુખી અને સંતોષી હોય છે. માટે દરેક સારા રાજ્યની પણ ખેતી અને ખેતીકારોને ઉત્તેજવાની મુખ્ય ફરજ હોવી જોઇએ આજસુધી આપણે ઘણાએ દિવસ ઉંઘમાં કાઢયા છે. હવે આપણી ઉંઘ ઉડાડવી હોય અર્થાત જાગીને સુર્યના સોનેરી કિરણો જોવા હોય તો જેના ઉપર દેશની ચઢતીનો આધાર છે, એવી ભાવી પ્રજાને ખેતી ઉપર અભિરૂચી થાય, તેને માટે કંઇક ગોઠવણ થવાની અગત્ય છે તે અગત્ય જો દેશની પ્રાથમિક શાળાઓમાં ખેતીનો વિષય દાખલ કરી બીજા જ્ઞાન સાથે ખેતીનુ શિક્ષણ આપવામાં આવે તો સચવાય તેમ છે. આપણાં બાળકોમાંના ઘણા ૭ કે સાત વરસ પ્રાથમિક શાળાઓમાં ગાળી ૭ સાત ચોપડીઓનુ પોપટીયુ જ્ઞાન મેળવી ઘેર આવ્યા પછી શક્તિના કે જ્ઞાનના અભાવે કોઇપણ કામ કરવા શકતીમાન હોતા નથી અર્થાત તેમનુ ભરણ પોષણ પણ બીજાઓને માથે પડે છે. તે દેશને બોજારૂપ નીવડે છે એ બધા આપણી એકપક્ષી કેળવણીના પરિણામ છે અને સરી રીતે યાદ છે કે કેટલીક પ્રાથમિક શાળાઓના શિક્ષકો નાનુ બાળક નિશાળમાં આવે ત્યારથીજ નોકરીના સંસ્કારો તેમના મગજમાં નાખે છે તે સંસ્કારો દિવસે દિવસે એટલા બધા દ્રઢ થાય છે કે બાળકના મનમાં ભણે તેની લક્ષ્મી પણ નોકરીજ કરવી, અને ભણવું એ નોકરીનેજ માટે છે, એમ નક્કી થાય છે આજ સુધીની કેળવણીએ નોકરીના મશીનનીજ ગરજ સારી છે. હવે દેશ કાળ બદલાયો છે, તેની સાથે શીક્ષકો પણ કેળવણીનો માર્ગ બદલશે અને ભાવિ પ્રજાના સ્તંભ રૂપ થશે એવી આશા રાખીએ તો તે ઉચિતજ ગણાશે. આપણને શિક્ષકોને સુક્ષ્મ નજરથી જોવાથી જણાશે કે આજ સુધી જે જે બાળકોએ આપણી પાસે કેળવણી લીધી છે, તેમને આપણી કેળવણીએ નોકરી સીવાય બીજી કોઇ દીશા બતાવીજ નથી. ખરેખર હું માનુ છું કે-આજ સુધી આપણેજ તે દીશાથી

૩) હળ જોડે છે. ૭ બળદોનુ છે.

૪) આ જવની ખેતી ૭ બળદોના હળથી થઇ છે.

આ મંત્રોમાં ૭ બળદોથી ચાલી શકતા હળનું વર્ણન છે જવનું ખેતર ૭ બળદોના હળથી ખેડવુ જોઇએ એ બાબત અર્થવ વેદના ઉક્ત મંત્રથી સિધ્ધ થાય છે ઉક્ત મંત્રમાં "ષડ યોગ" શબ્દ છે એમા "ષટ+યોગ" એ બે શબ્દ છે અહીં યોગ શબ્દનો અર્થ કૃષિશાસ્ત્રમા છે તે વ્યક્ત થઇ રહ્યો છે, આ વિષયમા જુઓ શીર-યોગ The yoking of cattle to a plough, or a team so yoked (આપ્ટે કૃત-કોશ) હળ ખેંચવા વાળા બળદ યોગ શબ્દનો અહીં આ અર્થ છે. "સીર યોગ" અર્થાત્ હળને જોડવાના બળદ એ પ્રમાણે "ષટ યોગ" નો અર્થ "૭ બળદ જોડવાની આવશ્યકતા છે એવુ હળ" થાય છે, એજ પ્રમાણે 'અષ્ટા યોગ, દ્વાદશા યોગ' આદિ શબ્દોનો અર્થ સમજવો. ૭ બળદના હળને માટે બીજો એક શબ્દ વપરાય છે તે "ષડ-ગવ" છે, તાત્પર્ય

ષડ યોગ ષડ-ગવ

એનો અર્થ એકજ છે બળદની સંખ્યા પહેલા શબ્દથી જણવામાં આવે છે એ આ શબ્દોની વિશેષતા છે.

(૧૭) આઠ બળદો દ્વારા ચાલતું હળ

પુર્વ સ્થાનમા ૭ બળદથી ચાલતા હળનુ વર્ણન છે એનાથી મોટુ આઠ બળદનું થાય છે જેનુ વર્ણન નિમ્ન મંત્રમાં પાઠક જોઇ શકશે.

"અષ્ટ યવગ્ધા યોગે. . . . ....ગચ ઈંધુ. |

"આ જવની ખેતી આઠ બળદથી ચાલતા હળથી કરવામા આવી છે" આ મંત્રનો "અષ્ટા યોગ" શબ્દનો અર્થ "ષડ યોગ" શબ્દની સમાન કરવા યોગ્ય છે જેને આઠ બળદ જોડવામા આવે છે તેને "અષ્ટા યોગ" કહેવામા આવે છે હવે એનાથી પણ મોટા હળનુ વર્ણન જુઓ.—

(૧૮) બાર બળદથી ચલાવવામા આવતું હળ.

૭ અથવા આઠ બળદવાળા હળ કરતા બાર બળદવાળુ ઘણું મોટુ અને ભારે હોય છે એનુ વર્ણન નિમ્ન મંત્રોમા જુઓ

૧ દ્વાદશ ગવ સીરં|

૨ દ્વાદશ ગવેન|

૩ સીરવા દ્વાદશા યોગં|

અર્થાત—

"૧ બાર બળદનુ હળ હોય છે.

૨ બાર બળદના હળથી ખેતી કરે છે.

૩ હળને બાર બળદ જોડવામા આવે છે. (અપુર્ણ.)

K. D. Naik,
D. A. O—BROACH.

રેતાળ ગોરાડુ જમીનમાં જરાયત, બાજરી, જુવાર, કઠોળ, કપાસને બાગાયત ઘઉં, જવ, વરીયાળી, છોડ ને શાકભાજી મુખ્ય છે -

(અમદાવાદની આસપાસ શાકભાજીનું વાવેતર પુષ્કળ થાય છે)

ક્યારી—જ્યાં ક્યારી વધારે છે તેને આ ભાગના લોકો ક્યારી કહે છે ને તે તાલુકાનો દક્ષિણ ભાગ છે ક્યારીમાં ચોમાસામાં ડાંગર વાવે છે ને નહેરનું સાધન હોવાથી શિયાળામાં ચણા તથા ઘઉં વાવે છે

ભાઠું—આ તાલુકામાં ખારી, સાબરમતી ને ધોળ મેંઢવાનું ભાઠું છે સાબરમતીને ખારીના ભાઠામાં ગોરડા, એરંડા કપાસ વાવે છે. મેંઢવાના ભાઠામાં એરંડા વાવે છે

નદીમાં—બટાટા, શકરટેટી, ખડબુચ તથા જુવાર વાવે છે

વસ્તી વધારે છે ને જમીન થોડી છે તેમજ જમીન બાગાયત ખેતીને માટે ઉત્તમ હોવાથી લોકોએ ગુજરાન ચલાવવાને કુવાના સાધન વધાર્યા છે, ને તેમાં થોડી મુદતમાં વધારે નફો લઈ શકાય તેવા શિયાળુ ઉનાળુ ને ચોમાસુ પાક વાવે છે. કેટલાક એકની એક જમીનમાં ત્રણ પાક લે છે

કપાસનું વાવેતર શાથી વધ્યું—પહેલા કપાસનું વાવેતર થોડું હતું પરંતુ હાલ મજુરોની મોંઘવારીને કપાસનો ભાવ વધુ આવવાથી તેનું વાવેતર લોકોએ વધાર્યું છે જેથી આ સબંધમાં વિશેષ જાણવાની જરૂર છે.

વાવેતર પહેલાની ખેડ—ખેડુતો વૈશાખ જેઠ માસમાં ખેતર સાફ કરી સારા ખેડુતો એકરે ૧૦ થી ૨૦ ગાડા ખાતર નાખે છે પહેલો વરસાદ આવે એટલે ખાતર પાંજેઠીથી પાથરીને વરાપ થયે દેશી હળથી પાંચ છ ખેડ કરે છે.

બી તૈયાર કરવાની રીત—પહેલા લાળીઓ કપાસ વવાતો હતો. પરંતુ હાલ કાનમ તરફથી કાનમી (ભરૂચી) કપાસનું બી લાવે છે. તેમાંથી રૂ તથા મળી ગયેલા તથા ઝાંઝડો ગયેલા કપાસ કાઢી નાખે છે. ત્યાર પછી ગોર માટી માટી પાતળી તેમાં રગડોળે છે રૂંવાટી ચોંટી જાય ને રોપતા મુશ્કેલી ના નડે તેને માટે ખાટલામાં નાખી ચાળે છે. સુકાઈ રહ્યા પછી છાપરામાં મુકવે છે આ પ્રમાણે બી તૈયાર છે એટલે જ્યારે જોઈએ ત્યારે વાવવા માટે લઈ જાય છે.

વવવાની રીત—(૧) દોઢ ફુટના ગાળાની પાંચ દાંતાની જે સમી લઈ ખેતરમાં ચોકડીઓ પાડે છે આ ચોકડીના છેદન બિંદુમાં બે આંગળ ઉંડા ખાડા કરી બે ત્રણ કપાસીઆ નાખે છે ને પછી ઢાંકે છે (૨) એક લાંબી દોરી લઈ તેમાં હાથ હાથને છેટે ગાંઠો વાળે છે આ દોરી બે માણસો બે છેટેથી તાણી પકડી રાખે છે ને તેની ગાંઠે ગાંઠે મજુરો પાસે બબ્બે ચાર ચાર કપાસીઆ રોપાવે છે. ત્યાર પછી જે તરફ વાવેતર કરતા જવું હોય તે તરફ

વન" નાગનો કપાસ વાવવાની જરૂર છે (સુરત અડશ ફારગામાથી બી મળે છે) તેનો ફાલ પણ હીમ પહેલાં વધારે ઉતરે છે.

સંપની જરૂર—આ તાલુકામા ઉચી જાતનો કપાસ થાય છે, પરંતુ સંપ ન હોવાથી વેપારીઓ હલકો ગણી સસ્તી કીમતે લઇ જાય છે આને માટે જો આખા તાલુકાના ખેડુતોનુ એક મડળ હોય ને તેનુ જીન હોય ના ખાનદેશ જીલ્લાના ખેડુતોની માફક સારો નફો મેળવી શકે આ સબધમાં પ્રયાસ થવાની જરૂર છે. આમ કરવાથી બીમા સુધારો કરી શકશે ને ૩ મા મેળસેળ થતુ અટકાવી શકાશે. સાંઠીઓ સબધી, આપણા લોકો અજ્ઞાન છે ને તે બાળવાના કામમા વાપરે છે તેને બદલે ચાલુ જમાનમા થયેલી શોધ પ્રમાણે કાગળ પણ બનાવી શકાશે.

તા–ક—હૃદય પલટામાં જણાવેલા વિચાર પ્રમાણે હુ શિક્ષક મનજુરે મળેલા જ્ઞાનનો લાભ પોતાના શિક્ષકની સુચનાથી પ્રેસીડેન્ટની રહેમીયત હશે ત્યા સુધી અવારનવાર આપશે.

તા ૧–૪–૨૪

લી૦
ભલાભાઇ ગનાભાઇ પટેલ.
ગોધરા ખેતીવાડી સ્કુલ.



કરી વખત એટલે જિંદગી, વખત એટલે આખી દુનીઆનુ ધન આપી દેતા પણ ન મળે તેવી અમૂલ્ય વસ્તુ, વખત એટલે સ્વર્ગે જવાનુ વિમાન, વખત એટલે અમૃત છે તેનો નકામો વ્યય કરવા, જનાઓ પરતંત્રતા, અને ગુલામીનીજ દશા ભોગવે છે આ સ્થિતિમાંજ પોતાની કેળવણીની, માન અને આબરૂના શ્રેષ્ઠત્વની પરિસીમા માને છે તેને બદલે પોતાના થી કુટુંબ એટલું વજન હોય ત્યાં સુધી મજૂર બોનાવવા જતો અમુલ્ય વખત ન ગુમાવતા અને તેમા રહેલી ગુલામી અને પરતંત્રતા ન ભોગવતા પોતેજ પોટલી ઉપાડી ખોટા સ્વમાનને દુર કરી મજુરને કાળજુ પાડી, દુનીઆના બીજા કામો કરવા છુટો કરી, પૈસાનો ખોટો વ્યય થતો અટકાવી, શારીરિક શકિત વધારી, અનાજ પચાવી ભુખ લાગી ખાવાનો ખરા આનંદ ભોગવી, સમાજને મદદ રૂપ થઇ નોકરીની ગુલામીને ધિક્કારતો થઇ પોતાની જીંદગીનો સદ ઉપયોગ કરે છે

ખેતરોમા જુદી જુદી જાતના વૃક્ષોની વૃદ્ધિ, ક્ષય, અને તેમનુ સાન્દર્ય જોઇ ઇશ્વરના અપાર શકિતનો અનુભવ કરી, ઇશ્વરના તરફ પ્રેમ વાળો થઇ, ઇશ્વર રચનામાં વિક્ષેપ ન થતા મદદ રૂપ થઇ, ઇશ્વરી રચના અને તરફનુ કર્તવ્ય બજાવવાને લાયક બને છે

વૃક્ષોનુ નિરીક્ષણ કરતા તેની વૃદ્ધિ એકજ નિયમે થાય છે તે પ્રાણીઓની માફક ખોરાક હવા ગરમી અને પાણીની જીવન ટકાવવા જરૂર છે તે, તેના નીચા અને ઉંચાના અમુક ભાગમા ખાસ રહેલી જીવન શકિતનો પ્રત્યક્ષ અનુભવ કરી, ભુખ, તરસ, શક્તિ અને ક્ષય વગેરે અનેક પ્રકારના નિયમો પ્રાણી, મનુષ્ય અને વનસ્પતિમા સરખાજ છે તે જાણી ઇશ્વરની રચના સારી રીતે ઓળખે તેના નૈસર્ગિક નિયમો પાળી પોતની ફરજ અદા કરવા લાયક બને છે

બાળક ખેતરમાં જઇ છોડની વૃદ્ધિનો ક્રમ, તે કયા વર્ગનો છોડ છે, તેનામા કયા અંગો છે, અને કયા નથી, વગેરે બાબતોની ખાતરી કરવા બારીક અવલોકનની જરૂર પડે છે તેથી અવલોકન શકિત સંપુર્ણ પણે ખીલી એક બીજાનુ મળતાપણુ અને વિરૂધ્ધતા શોધવાની વૃત્તિ કેળવવાથી સમાજમા લોકોના કાર્યો અને વાણીનુ મળતાપણુ વિરૂધ્ધતા તપાસી, તેના હૃદયને ઓળખી, તેના તરફ કેવી રીતે વર્તવુ તે જાણે છે. તેમજ દરેક બાબતમા સત્યા સત્યનો નિર્ણય કરી પોતાનો માર્ગ સુગમ કરતો થઇ જાય છે.

ટકી છે, તે માટે દ્રવ્યની વધુ જરૂર છે એટલે એમ કરતાં ઘણો સમય નીકળી જાય, પરંતુ ખેતીના શિક્ષણમાં તેવું કંઇ થવાનો સંભવ નથી. અપના પછી ઘણા માણસો ભ ણવાનો હેતુજ નોકરી મેળવવાનો હોય તેમ માને છે અને વગર મહેનતની ઓછા પગાર ની એક ટકનુંજ ફક્ત ખાવાનું મળે તેવી નોકરી મેળવવાને પ્રયત્ન કર્યા કરે છે ભ્રા. આ ખેતી પ્રધાન દેશમાં ખેતીનાજ સંસ્કારો નાખી અને જાત મહેનત કરતાં કરતાં કરવામાં આવે તો પોતાનું જીવન સુખી અને સ્વર્ગીય બનાવી શકે એ નિર્વિવાદ વાત છે

ખેતીની શાળામાં હું આવ્યો ત્યારે હું પણ ઘણાં અભણ અને ભણેલા માણસો ની માફક એમ માનતો હતો કે ખેતીમાં વિષય તરીકે શું શીખવાનું હશે? વિષય તરીકે આ બાબતમાં કેટલું બધું શીખવાનું છે, તે હું જો આ કેળવણી લેવા ન આવ્યો હોત તો મને ક્યાંથી જાણવાનું મળત મા ! ટુંક મુદતના અનુભવ ઉપરથી જણાવું છું કે ખેતી વિષય તરીકે એક ઉત્તમ વિષય છે. અને એના શિક્ષણથી કેળવણીમાં પરિવર્તન કરે દ્વાર થઇ જવા સંભવ છે એટલે એકંદરે આ કેળવણીથી જીવન વ્યવહારના અનેક ક્લેશો નો નાશ થઇ સાદું અને શાંતિમય જીવન ગાળી જીવનું સાફલ્ય થઇ જાય એમ છે.

---

## "આનંદ પર્યટન"

(ગતાંકથી ચાલુ)

લેખકઃ—લલ્લુભાઇ છીતાભાઇ પટેલ.
ખેતીવાડી નિશાળ ગોધરા (અંબાલી)

સુરત ફારમ જોઈ રહયા પછી અમો સુરત નજીક આવેલા પુણા ગામે ગયા. સુરતની આજુબાજુ તાપીના કાંઠાઉપર ૨૭ ગામો છે, તે દરેક ગામોમાં શાક ભાજીના તુવેર ખાસ કરીને થાય છે. પુણા ગામનો ઉપલા ગામોમાં સમાવેશ થાય છે. જમીન બાગાયત તુવેરોને લાયક છે. કાળી, ગોરાડુ બેસર વગેરે એ ગામે થતા બાગાયત તુવેરોનું ટુંક વર્ણન નીચે મુજબ છે.

રીંગણીજ—એકરે બી ના શેર સુધી જોઇએ છે ધરૂ શ્રાવણ માસમાં નાખે છે ધરૂવાળી જમીનમાં ખાતર નાખેલું હોય છે, કારણ એથી છોડો સારા તેજદાર થાય છે. એ ધરૂ વરસાદના પાણીથી ધબકાઇ ન જાય તે માટે ઘાસ, ખજુરીના છટીઆં વગેરે ઢાંકે છે. એ એક ઈંચના કુણગા થયા પછી એ ઢાંકણ લઇ લે છે. રોપવાને માટે જમીનમાં છાણીયું ખાતર નાખી હળ,

કરપ,, વગેરેમાં સારી ખેડ કરી કયારા કરે છે. કયારા એ તરફ સામાન્ય ૩॥ હાથ પહોળા ને ૭ હાથ લાંબા એ માપના હોય છે એકરમાં ૪૦૦ કયારા થાય છે ધરૂ તઈયાર થયા પછી એકડે ભાદરવા માસમાં રોપે છે. રોપ્યા પછી ખોળનું ખાતર આપે છે એકંદરે ૧૩-૧૪ પાણ પાણી આપવુ પડે છે. રોપ્યા પછી સવા મહીને ડોળાની શરુઆત થાય છે. અઢી ત્રણ માસે તઈયાર થઈ રહે છે. એકરે, ઉપજ ૩૦૦ થી ૪૦૦, રૂા. ની થાય છે લોકો વેપારની દૃષ્ટીએ દરેક ઋતુએ કરે છે તેથી વાવેતર વાવેતરના ટાઈમ ઉપરાંત દશ પંદર દીવસ આગળ પાછળ કરે છે, કે જેથી પઈસાની સારી ઉપજ થાય.

હળધર—હળધર બે જાતની છે. (૧) નર અને (૨) નારી.

(૧) નરનો છોડ છેવટ સુધી લીલો રહે છે, એની હળધર પીળાશમા ઓછી છે.

(૨) નારીનો છોડ છેવટે લીલો રહેતો નથી. હળધર પીળાશમાં સારી છે.

બી એકરે ૨૫ થી ૩૦ મણ જોઈએ છે. જમીન તથા કયારા કોબીજ પ્રમાણે તૈયાર કરે છે. વેંત વેંતને છેટે રોપવામાં આવે છે. ખાતર છાણીઉં આપે છે. કેટલાક લીલી હળધર વેચી દે છે. અને કેટલાક પાકી થવા દે છે. લીલીને તઈયાર થતાં ત્રણ ચાર માસ અને પાકી હળધરને તઈયાર થતા આઠ દશ માસ લાગે છે રોપણીની મોસમ જેઠ માસની છે ચઈત્રમાં ખોદી કાઢે છે.

હળધરના ગાંઠીઆ બનાવવાની રીત—હળધરને ગરમ ઉકળતા પાણીમાં બાફે છે પછી હળધરને ખજુરીના ખાટલા યા ટીકરા સાથે ઘસી તેના ઉપરનુ છોતરૂ કાઢી નાખી સુકવે છે. સુકાઈને તઈયાર થાય તેને ગાઠીઆ કહેછે. એકરે ૨૦૦ મણ હળધર તઈયાર થાય છે. રૂા. ૪૦૦ થી ૫૦૦ ની ઉપજ થાય છે. હળધરનુ વાવેતર એકલું યા આદુ સાથે કરવામાં આવે છે. હળધર પાળા પર સારી થાય છે. કારણ જમીન પોચી હોવાથી ઓગળી સારી બાઝે છે. પાળાપર હળધર કરવાથી વધારે લાભ થાય છે તે ખાસ ધ્યાનમાં રાખવું.

લસણનું વાવેતર:—એનું વાવેતર ખેડા, અમદાવાદ તરફ બાજરીનો પાક લીધા પછી અને સુરત, ભરૂચ તરફ ડાંગરનો પાક લીધા પછી તે જમીનમાં કરવામા આવે છે. રોપણી કારતક માસમાં થાય છે. બી વીંઘે ૩૦૦ થી ૪૦૦ રતલ જોઈએ છે. ફાગણ માસે લસણ તઈયાર થાય છે કેટલાકો લીલુંજ વેચી દે છે. સુકુ કાઢવું હોય તોજ ફાગણ માસ સુધી રાખે છે. ઉપજ રૂા. ૨૦૦ થી ૩૦૦ ની થાય છે.

ડુંગળીનુ વાવેતરઃ—ઉપર મુજબજ બાજરી ડાંગરનો પાક લીધા પછી, શિઆળામાં એ તુલ કરે છે. પ્રથમ આસો માસમા એનુ ધરૂ નાખે જે વીઘે ૮ શેર ધરૂ જોઈએ છે. ધરૂ ઉછેરવાની રીત કોબીજ માફકજ. કાળી જમીન હોય ત્યાં ધરૂ કોઈ પણ જાતનુ ધરૂ ઉછેરવુ હોય તો નીચે મુજબ ઉછેરવા ધ્યાનમા રાખવુ કાળી જમીનમા ઝમણ ઓછુ હોય છે. ઝમણના અભાવે છોડ સારી રીતે વધી જોસદાર નીકળતુ નથી તેથી વચલો ભાગ ઉંચો બનાવવો (જમીનથી) ને ફરતા ભાગ નીક જેવો. કયાંરે પાણી ઝમી નાંકયા આવ્યુ એ બીજું લાઇન બાંધે વાવવુ. કદાચ જમીન પોચી કરી આપવાની જરૂર પડે કારણ મુળ હોડમાજ જોસ ન હોય તો પછી તે રોપ્યા પછી તેમાથી સારો પાક લેવાનો આશા રાખવી ફોકટ, નજરે જણાય છે કે બી તેવા છોડ માટે જેમ બને તેમ ધરૂ ઉછેરવાની કાળજી રાખવી. ધરૂ નાખ્યા પછી ધરૂ રોપવા માટે જમીનને સારી પેરવી ખેડયા પછી કયારાઓ કરવા કયારા થયા પછી ધરૂ જો તઇયાર થયુ હોય તો પાણી પાતા જવુ ને રોપતા જવુ રોપ્યા પછી ખાતર તરીકે સોડીઅમ નાઇટ્રેટ અને પોટેશિયમ સલ્ફેટના ખાતરો અપાય તો પાક સારો થાય છે. ચૈત્ર માસમા તઇયાર થાય છે ઉપજ વીઘે ૪૦૦ મણ થાય છે.

સુરત નજીક એ ગામ આવેલુ હોવાથી દરેક જાતના તુરો વેપારી દ્રષ્ટિએ થાય છે. બીજુ એથી રોપણીનો ટાઇમ નિશ્ચિત હોતો નથી કારણ કમોસમે તઇયાર થએલો તુરોથી સારી આવક થાય છે. અહીં ખાતરની અછત હોવાથી સુરતથી ચરકીનુ ખાતર લાવી તેનો ઉપયોગ કરે છે. દરેક ખેડુત એ ખાતર વાપરે તો પણ તેમને ખાતરની ખોટ ઓછી લાગશે. પાક પણ સારો થશે બાગાયત તુરો અહીં પુષ્કળ થાય છે, અહીં ના લોકો ખેતી તરફ વિશેષ ધ્યાન આપે છે. બપોરે અમે એ ગામના પટેલ ગોવિંદભાઇને ત્યા જઇ, નાસ્તો કર્યો અને નાસ્તો કર્યા પછી બે એક કલાક આરામ લીધો આરામ લીધા પછી અમો મોટા વરાછા તરફ જવા નીકળ્યા

મોટા વરાછાઃ—અમો એ ગામના પોલીસ પટેલને ત્યાં ગયા, એજ વખતે એમને ત્યા જીલ્લાના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબ પધારેલા હતા એ સાહેબે અમારા હેડ માસ્તર સાહેબ પાસેથી અમારી સ્કુલની હકીકત જાણી સ્કુલના છોકરાઓને આનંદ પર્યટન નો લાભ મળે છે એ ઘણુજ ઇચ્છવા જોગ છે કારણ એથી તેમને જુદી જુદી જાતની જમીન, દરેક તુરો, ઓજારો વગેરે વિષયોનુ પ્રત્યક્ષ જ્ઞાન થાય છે. એ પ્રમાણે ઘણા લાભો થાય છે એમ તેઓ સાહેબે જણાવ્યું હતું.

પછી [illegible] સત્કાર થયો ત સ્વાગ્રી અમો સાંજે પાંચ વાગે પટેલ સાથે [illegible] ગયા

આદુનું વાવેતર:—આદુને માટે પ્રથમ જમીનને પાણી પાઈ પછી તેમ વરાપ થયા પછી ખેડ કરે છે ખાતર છાણીઉં અપાય છે. ખાતરને કરબથી જમીન સેંઢું કરી નાખે છે. બે ચાર ખેડ કરી જમીન તઈયાર કરે છે. આદુની રોપણી મે માસમાં થાય છે આદુમાંથી અંકુર નીકળવાને માટે પુષ્કળ ગરમી જોઈએ છે, તેથી એજ વખત અનુકુળ છે. જમીન તઈયાર કર્યાં પછી ક્યારાઓ કરે છે, એકરે બી ૨૫ થી ૩૦ મણ ગાળો વેંત વેંતને છેટે જમીન પોચી હોય છે, એટલે રોપતા જાય છે, ને પાણી પાતા જાય છે. પછી ત્રીજે દીવસે ને પછી ચાર પાંચ દીવસે પાણી આપવુંજ પડે છે. પછી અઠવાડીએ અઠવાડીએ પાણી પવાય છે. આદુને ઉગતા ૨૫-૨૬ દીવસ લાગે છે. આદુ રોપતી વખતેજ શણ, ગુવાર છાંટવામાં આવે છે, તેના ઉદ્દેશ બે છે, આદુના અંકુરનું રક્ષણ કરવાનું તથા ખાતર તરીકે પડવાસ કરવાનો, ખાતરનું સાધન હોય તો ગુવારનો પાક લે છે એટલે લીલી શીંગો શાક ભાજી તરીકે વેચી પણ દે, આદુનો અંકુર નીકળે છે, એ વખતે ગે માસ હોય છે. તાપ સખત તેથી અંકુરને ઘણું નુકશાન પહોંચે છે એ કારણથી શણ ગુવાર વાવે છે.

બીજું એના પાળાપર હળધર, રતાળુ, મરચી દીવેલા વગેરે પણ કરે છે કારણ આદુનું તુવ જયારે સધર્યું ત્યારે ખરૂ એ કારણથી આદુમાંથી ઉપજ ન થાય તો પરચુરણ તુવોમાંથી તો થાય. એજ ઉદ્દેશથી કરે છે બીજો ઉદ્દેશ છાયા (શેડ) આપવાનો. આદુ તુવને ખોળ પણ ખાતર તરીકે આપે છે એકરે ૧૫ થી ૨૦ મણ એટલો આપે છે કાચું આદુ ત્રણ ચાર માસ તઈયાર થાય છે તે લીલું ને લીલું શહેરમા વેચી દે છે. બી માટે આદુ લેવું હોય તો ચઈત્ર માસ સુધી રાખવું પડે છે એટલે આદુને તઈયાર થતા પુરેપુરા બાર માસ લાગે છે.

આદુનું બી રાખવાની પધ્ધતિ:—ચઈત્ર માસમા ખોદેલું આદુ બી માટે ખાડા ખોદી તેમા રાખે છે આદુ પર પાણી છાંટી પછી છાણ માટી થી ઢાંકી દે છે. રોપણીનો વખત થાય એટલાં વખતમા તેમાંથી પીલા નીકળી રહે છે. આદુના ટુકડા કરી રોપે છે.

એકરે આદુની ઉપજ ૨૦૦ થી ૩૦૦ મણ થાય છે એટલે ૫૦૦ થી ૬૦૦ રૂા નું પરચુરણ આવક હળધર, રતાળુ, મરચી વગેરેની રૂા. ૨૦૦) ની થાય છે. બાર માસ સુધી આદુ રાખીએ તો ૩૦ થી ૪૦ પાણી પાવા પડે છે. જયાં રતાળુ વગેરે તુવો સારાં થતાં હોય ત્યાં આદુનું તુવ સારૂ થઇ શકે છે

સકરીઆનું વાવેતર:—રોપણીનો વખત શ્રાવણ માસનો છે. વેલા

રોપે છે કપાસ ૩॥×૭ હાથના રાખે છે. રોપણીનો ગાળો ૭ છ આંગળનો રાખે છે ખાતર છાણીઉં આપે છે તથા પોટાશનું અપાય તો પણ વધારે સારૂં ઉપજ ૨૦૦ થી ૩૦૦ મણ થાય છે.

બટાટાનું વાવેતર:—બટાટા બે જાતના છે. લાલ અને ધોળા ખોરાક માટે લાલ બટાટા સારા છે. એનુ વાવેતર શિઆળામાં થાય છે. રોપણીનો વખત આસોથી કારતક માગશર સુધી પહોંચે છે. મતલબ કે એ તુલ ઠંડી ઋતુમાંજ થઇ શકે છે. રોપવાને માટે પ્રથમ જમીનને સારી ખેડવી પડે છે. ખાતર છાણીઉં ૨૦ ગાડાં અપાય છે. બટાટાના તુવને પોટાશ તત્વ ખાસ જરૂરનો છે. તેથી જ્યાં છાણીઉં ખાતરની અછત હોય ત્યાં પોટેશિઅમ સલ્ફેટ બનાવટી ખાતર આવે છે, તે વાપરવું જોઇએ રાખમાં પણ પોટાશ છે માટે રાખ નાખવામા આવે તો પણ વાંધો નથી. ચોમાસામાં એને માટે જમીન પડતર રાખે છે વખતો વખત ખેડ કરી જમીન ચોકખી રાખે છે.

રોપવાની પદ્ધતિ—કેટલાક પાળ કરી પાળ પર રોપે છે, ને કેટલાક ઊંડા જમીનમા રોપે છે. બટાટાના આંખ પ્રમાણે બે ત્રણ ટુકડા કરી રોપે છે ગાળો વેંતનો હોય છે. વીઘે ૨૫ થી ૩૦ મણ બી જોઇએ છે. પાળા પરના બટાટા ઘણા સારા થાય છે. તેનું કારણ તે ઘણા ઓગળે છે પોટેશિઅમ સલ્ફેટ અને રાખ બટાટા રોપ્યા પછી છોડ મોટા થયા પછી અપાય તો બટાટા સારા બાઝશે બટાટાને બગડીનો રોગ આવે છે તે અટકાવવા માટે થાળામા ચુનો નાખી પાણી જવા દેવું એથી રોગ ઓછો થશે ફાગણ માસ સુધીમા તઇયાર થઇ જાય છે. એટલે એ તુવ રોપ્યા પછી ત્રણ ચાર માસે તઇયાર થાય છે. ઉત્પન્ન વીઘે ૪૦૦ મણ અને રૂા ૪૦૦ ની ઉપજ થાય છે.

રતાળુનું વાવેતરઃ—ઘણું કરી એનું વાવેતર એકલું થતું નથી. પણ તે આદુ અને હળધરના તુલ સાથે તેના ક્યારાની પાળપર ચાર ખુણે ચાર જગાએ રોપે છે. કોઇ ચારથી વધારે પણ રોપે. એકલુ કરવામાં આવે તો પણ વાંધો નથી. એની મુખ્ય જાતો કમોદીઓ, ભુત્રેરા, તળબદા વગેરે છે. એના નવટાંક દેઢ નવટાકના ટુકડા કરી રોપે છે. રતાળુંનું વાવેતર ફક્ત કરવું હોય તો ગાળો ૧॥×૧ હાથનો રાખે છે ઉત્પન્નમાં બી કરતા ૩૦ ગણું પાકે છે. એટલે ૫૦૨ મણ સુધી થાય છે. વેલા ઉગ્યે ચઢાવવાં જોઇએ, કારણ કે તેથી હવા, પ્રકાશ વગેરે જરૂરીઆતો મળે તેથી કદ સારા બાઝે છે, કંદ વર્ગના દરેક તુલોને પોટાશવાળા ખાતર જરૂરના છે. આપણા તરફ છાણીઉં ખાતર ૨૦-૨૫ ગાડાં અપાય છે.

સુરણનું વાવેતર—એનું વાવેતર પણ અહીં પુષ્કળ થાય છે. ખાતર છાણીઉં આપે છે. ગાળો પહેલે વરસે ૧×૧ ફુટનો, બીજે વરસે ૨×૨ ફુટનો,

ત્રીજે વર્ષે ૩×૩ ફુટનો અને ચોથે વરસે ૪×૪ ફુટનો રાખે છે રોપણીનો મોસમ જે માસનો છે, દિવાળીએ ખોદી કાઢે છે. પહેલે વર્ષે બીમાં ૦|–૦|| શેરના ગાંગડા રોપાય છે. જે માસમાં રોપી દિવાળી ઉપર કાઢી લે છે. એજ પાછા બીજી જગાએ જમીન તઇયાર કરી બીજે વરસે રોપે છે એ પ્રમાણે ચોથા વર્ષની આખરનું વેચવા લાયક તઇયાર થાય છે. પહેલે વરસે એક ખાંડી બી રોપ્યુ તેક તે ચોથા વરસે ૨૦ ખાંડી જેટલુ થાય છે. ઉપજ રૂ ૪૦૦ સુધીની થાય છે.

અહીં તમાકુનું વાવેતર પણ જોવામા આવ્યુ. તમાકુ સારો હોય તો એકરે ૪૦ થી ૫૦ મણ ઉતરે છે. તમાકુના વાવેતરનું વર્ણન નડીઆદ ફારમની હકીકતમ આવશે.

ઉપરના મુજબના વાવેતરો જોઇ અમો અહીંથી સાંજે સાત વાગે સુરત તરફ જવા નીકળ્યા. તાપી નદીમા વરાછા સુધી ભરતી આવે છે. અમો ભરતીને લીધે હતાવળ તો કરી પણ નદીની અધવચ આવ્યા કે ભરતી ચડતા માંડી ઇશ્વર કૃપાએ અમો સર્વે એ સુખ રૂપ નદી પસાર કરી. રાત્રે દસ વાગે સુરત ફારમપર આવ્યા વાળુ કરી આખા દિવસના શ્રમિત થએલા હોવાથી નિદ્રા લેવાની તઇયારી કરી રાત્રે ઉંઘ પણ સારી આવી.

બીજે દીવસે એટલે તા૦ ૨૮–૧૧–૨૩ ને રોજ અમલસાડ ફારમ જોવા જવાનું હોવાથી દશ વાગે જમી લઇ બાર વાગે સુરત સ્ટેશનપર આવ્યા. અમારી સાથે સુરત ફારમના સુપ્રીન્ટેન્ડન્ટ સાહેબ આવવાના હતા. પણ તેઓ કામમાં રોકાઇ જવાથી સુરતથી દોઢ વાગે ઉપડતી ફ્રન્ટ ટ્રેનમા બેસી બીલીમોરે જઇ ત્યાંથી આવતી લોકલ ટ્રેનમા બેસી ત્રણ વાગે અમલસાડ ઉતર્યા અમો સાડાબારની ટ્રેનમાં બેસી બે વાગે ઉતર્યા અગાઉથી અમલસાડ ફાર્મના સુપ્રિન્ટેન્ડન્ટ સાહેબને ખબર આપેલી હતી. તેઓ સ્ટેશન પર પાંચેક મિનિટ મોડા આવ્યા. અમોએ સ્ટેશન પર તપાસ કરી પણ ન મળવાથી ફારમ તરફ પ્રયાણ કર્યું. તેઓ સાહેબ ચાર વાગે ફારમના સુપ્રિન્ટેન્ડન્ટ સાહેબ સાથે ફારમ પર આવ્યા. એમના આવ્યા પહેલા અમો ફારમ પર પહોંચી ગયા હતા. આંબાના છાયા નીચે બેસી શેરડી, લીંડી પીપર, ફળાઉઝાડો વગેરે નીહાળવા લાગ્યા.

ફારમ સુપ્રિન્ટેન્ડન્ટ સાહેબ ચાર વાગે આવ્યા ત્યાર પછી અમને એ તરફ થતા પાકો સંબંધી હકીકત કહી આ તરફ આદુ, હળધર રતાળુ, અનનસ, શેરડી, લીંડી પીપર, ગરમર, કેળ, ફણસ કલમી આંબા, વગેરે થાય છે. આદુ, હળધર, રતાળુ વગેરેનું વાવેતર કેમ કરવું તે અગાઉ આવી ગયું છે.

અનનસનું વાવેતરઃ—અગાઉ સુરણનું વાવેતર લખ્યુ છે, તે મુજબ અનનસ પણ ચોથે વર્ષે તઇયાર થાય છે. છાયાવાળી જગ્યાએ પણ થાય છે અનનસના થડમાં થી પીલા ફૂટે છે, એ પીલા પહેલે વર્ષે રોપે છે. રોપણીનો વખત શ્રાવણ માસનો છે. પહેલે વર્ષે ચએશાને રોપવા પહેલા ખોદી બીજી જગાએ બીજે વરસે રોપે છે. એ પ્રમાણે ચોથે વર્ષે તઇયાર થાય છે. પાન લાંબુ આકારના હોય છે. રોપણીનો ગાળો પાચ, પાચ ફુટનો ગણે છે. એક એકરમાં આસરે ૧૬૦૦ છોડ આવે છે. ઉપજ રૂ ૩૦૦ થી ૪૦૦ ની થાય છે. ભાવ સારો આવે તો ૫૦૦ થી ૬૦૦ રૂા. ની પણ ઉપજ થાય છે.

શેરડીનું વાવેતર:—શેરડીને માટે પ્રથમ નીચે મુજબ તઇયાર કરે છે રોપણી નો વખત કારતક થી પોસ માસ સુધી ચાલે છે. ખાતર એકરે ૫૦ ગાડાં છાણીયું જોઇએ છે. દેશી હળે હોય તો ૧૫-૨૦ વખત ખેડે છે. ઢેફાં વાળી જમીન હોય તો તે સમાર થી ચપણીથી ભાંગે છે. એ પ્રમાણે જમીન શેરડી રોપવી યા ઓરવા માટે તઇયાર કરે છે.

રોપવાની અને ઓરવાની પધ્ધતી.

રોપવાને માટે શેરડીના ટુકડા કરે છે, દરેક ટુકડામાં ઓછામાં ઓછી બે ત્રણ આંખો હોય છે. ઓછામાં ઓછા એકરે ૧૨૦૦૦ ટુકડા જોઇએ છે. રોપવાની પધ્ધતી જ્યાં પાણી પાવાનું સાધન હોય ત્યાં વધારે પસંદ કરે છે રોપવાને માટે પાણી પાતા જાય છે, ને રોપતા જાય છે. રોપેલી શેરડીને ઓછામાં ઓછા ૧૨-૧૪ પાણી જાઇએ છે.

ઓરવાને માટે આખી શેરડી વપરાય છે. ઓરવાના ઓજારને નાગર કહે છે. એ ઓજારથી શેરડી વધારે ઉંડી જાય છે. નાગરને બે જોડ બળદ જોડે છે. ઓરવાને નાગરના ઉપર બેસણુ હોય છે, ત્યાં એક માણસ બેસે છે, બીજા માણસો શેરડી આપે છે. ઓછામાં ઓછા ૬ થી ૮ માણસો જોઇએ છે ઓરેલી શેરડીને ૭-૮ પાણી બસ છે. ઓરવામાં બી ૧૫૦૦ સુધી જોઇએ છે. જ્યાં પાણીનો અભાવ હોય ત્યાં ઓરવાની પધ્ધતિ ચાલે છે.

શેરડીનું તુલ ચાર પાંચ માસનું થાય છે, ત્યાર પછી ખોળ, સોઢીઅમ નાઇટ્રેટ (બનાવટી ખાતર) અપાય છે. શેરડીના તુલને ઓછામાં ઓછો એકરે ૨૦૦ રતલ નઇટ્રોજન જોઇએ છે એવુ પુના. તરફ માંજરી ફાર્મ છે, ત્યાં અખતરાઓ કરી સાબીત કર્યું છે. પોટાશ, ફોસ્ફરસ છાણીઆ ખાતરમાં હોય છે. છાણીઆં ખાતરની તો જરૂર છેજ. થોડુ હોય તો ઉપલા ખાતરો નાખી ખોટ પુરી પાડે છે.

શેરડીના તુલને એક બે પાણી આપે પછી ત્રીજું પાણી પાતાં પહેલા ગોળ કરે છે ગોળ કરવાથી જમીન નરમ પોચી રહે. નીદામણ જતુ રહે પાણી બે ચાર દિવસ મોડુ પવાય એટલે વખતનો ઉપયોગ થાય. શેરડીને તઇયાર થતાં ૧૨ માસ લાગે છે.

શેરડી તઇયાર થયા પછી કેટલીક શેરડી બીમાં કેટલીક ખાવામાં અને બાકી ની શેરડીનો ગોળ બનાવે છે. શેરડીને કોલુમાં પીલે છે. કોલુ બે જાતના છે.

(૧) દેશી (લાકડાંનો) (૨) સુધેરેલો (લોઢાનો)

(૧) લાકડાના કોલુથી શેરડીનો રસ પુરેપુરો નીકળતો નથી. કારણ જોઇએ તેવું સખત દબાણ થતુ નથી, કુચા પણ આખા નીકળે છે. દબાણ સખત હોય તો કુચાના ટુકડે ટુકડા થઇ જાય છે. કુચાનો ઉપયોગ ગોળ બનાવવા માટે ચુલામાં બળતણ તરીકે વાપરે છે રસ ઓછો નીકળે તેથી ગોળ પણ ઓછો થાય.

(૨) લોઢાના કોલુથી જોઇએ તેટલું દબાણ થાય તેથી કુચામાં ભાગ્યેજ રસ રહે છે. રસ પણ વધારે નીકળે. ગોળ પણ વધારે થાય. કુચા આખા તો નીકળવા પામેજ નહી.

એકંદરે લાકડાંના કોલુ કરતા લોઢાના કોલુથી રસ અને ગોળ વધારે થાય છે. જેથી આવકમાં વધારો થાય છે.

ગોળ બનાવવાની રીત:—રસને કઢામા નાખી ઉકાળે છે, રસમાંથી મેલ નીકળી રંગ સારો પકડે તે માટે તેમા રાખ, ચુનો વગેરે નાખે છે. મેલ ને છારી કહે છે છારી વખતો વખત ઉતારી લે છે રસ ચોકખો થાય છે, પછી છારી આવતી નથી પછી તઈયાર થાય તે વખતે પોપટા પડે છે રસ ઘટ્ટ થાય છે રંગ લાલ પીળો ધારણ કરે છે. તઈયાર થયા પછી ઉતારી લે છે. કઢામાંથી એને નાની કઢામા લઈ લે છે પછી એમાં પાપડીએ ઘુટે છે. એ પ્રમાણે ઘુટી એક રસ કર્યા પછી ઘડામાં ભરે છે સારી જમીન હોય તો એકરે ૧૭૫ થી ૨૦૦ મણ ગોળ થાય છે, રોકડીજ વેચી દેવી હોય તો ૧૩૦૦૦ થી ૧૫૦૦૦ સુધી થાય છે ઉપજ રૂા. ૧૦૦૦) સુધીની એકરે થાય છે.

ચુલ બે જાતના છે દેશી અને સુધરેલી.

દેશી ચુલમા દેવતા અને રાખ સાથે રહે છે રાખનું કામ દેવતા ઓલવવાનું હોય છે, તેથી બળતણ વધારે જાય છે ખરચ તેથી વધારે લાગે છે, સુધરેલી ચુલ લોઢાની સગડીને મળતી છે એના જાળી હોય છે, એ જાળી ઉપર દેવતાજ રહે જે રાખ હોય તે નીચે પડી જાય છે. એથી બળતણ ઓછુ જોઈએ છે તેથી ખર્ચમા બચાવ થાય છે

**શેરડીની જાતે:**—શેરડીની ઘણી જાતો છે. સુરતી, (ખજુરીઆ) વાંસી, પુરી, ગલગાગી, મોરસી, ખડેડીઆ. માજંમ વગેરે છે જમીન, વરસાદ, વગેરે બાબત ધ્યાનમા લઈ અનુકુળ પડતી શેરડી કરે છે

**લીંડીપીપરનું વાવેતર:**—અમરસાડ તરફ લીંડીપીપરનું વાવેતર પુષ્કળ થાય છે. ઠંડકવાળી જગાએ થાય છે તેથી આંબા વગેરે ફળ ઉ ઝાડો નીચે થાય છે .એટલે છાયાનો જે ભાગ પડી રહે છે, તેનો એ રીતે ઉપયોગ થય છે. સકરીઆની પેઠે એના વેલા રોપાય છે. રોપણીનો વખત શ્રાવણ માસનો છે બાર તેર માસે ફળ લાગે છે એક છોડ પાંચ સાત વર્ષ સુધી પીપર આપે છે ખાતર તરીકે શેરડીની ગળ અપાય છે. ફક્ત ઓકટોબર અને બે માસમા પાણી પાવુ પડે છે. ઉપજ એકરે ૨૫ થી ૩૦ મણ થાય છે. એક મણ લીલી પીપરની ૬ શેર સુકી પીપર થાય છે.

ગરમર.—સકરીઆ પેઠે એનુ ધરૂ રાખી મુકે છે. કટકા રોપવામાં આવે છે રોપણીનો વખત કારતક માસનો છે ડાંગરનો પાક લીધા પછી તે જમીનમાં ખેડી જમીનને તઈયાર કરી રોપે છે જુન જુલાઇમાં તઈયાર થાય છે. એના મુળજ કામમાં આવે છે. લોકો એના મુળના અથાણા કરે છે, ઉપજ ૨૫૦ થી ૩૫૦ રૂા. ની થાય છે પંદર પંદર દિવસે પાણી અપાય છે.

અમલસાડ ફાર્મની જમીન ગુરાળુની બનેલી છે. નજીકમા અંબિકા નદી આવેલી છે. તેનું એ વાકું છે એટલે જમીન કાંપની બનેલી છે. જમીન ઠંડી છે, તેથીજ બાગાયત માટે જમીન ઉતમ છે અને ફળાઉ ઝાડો પણ સારા થાય છે. ઉપર મુજબનું જોઇ રહ્યા પછી અમને સુરત ફાર્મના સુપ્રિન્ટેન્ડન્ટ સાહેબ જેઓ પહેલા આ જિલ્લાના ડીસ્ટ્રીક્ટ એગ્રીકલચરલ ઓવરસીઅર સાહેબ હતા તેમણે પોતાનો અનુભવ જણાવ્યો હતો તે નીચે મુજબ છે.

સુરત જિલ્લાની જમીનના નીચે મુજબ ત્રણ ભાગ પડી શકે છે;
(૧) કાળી, (૨) ડુંગળાળ, (૩) બાગાયત થાય એવી.

કાળી જમીન ઉત્તરના ચાર તાલુકા તથા જલાલપોરના થોડા ભાગમાં આવેલી છે. એ ભાગોમાં મુખ્યત્વે કરી કપાસ, જુવાર, ઘઉ, કઠોળનો પાક થાય છે. ફક્ત ઓલપાડ તાલુકાની જમીન ભરૂચ જિલ્લાને મળતી છે. જમીન ની કુદરતી કાંસ ઓછા પ્રમાણમા હોય છે. વળી એ તાલુકામા વસ્તીનુ પ્રમાણ પણ ઓછું. એ કારણથી એ તરફ ખાસ શિઆળુ પાક થાય છે જે વરસાદ માફકસર હોય તે વરસે ઘઉં અને ઓછો હોય તો શિઆળુ જાર કરે છે ઉપરના પાકો પકવવા ઉપરાંત પોતાને જરૂરીઆત પ્રમાણે શાકભાજી પુરતાં બાગાયત તુલો કરે છે.

ડુંગરાળ જમીન પારડી, વલસાડ, અને ચીકલી તાલુકામાં આવેલી છે. બધીજ ડુંગરાળ નથી. કાળી, ગોરાડુ વગેરે પ્રકારની પણ છે પારડી તાલુકા માંજ ફક્ત બાજરીનો પાક થોડોએક થાય છે. સામાન્ય પાક ડાંગરનો છે. એ ભાગોમાં વરસાદ ૫૦ થી ૬૫ ઇંચ સુધી પડે છે. એ સિવાય શેરડી, હળધર, કલમી આંબા વગેરેનું વાવેતર પણ મોટા પાયા પર થાય છે. ઘાસ વધુ પ્રમાણ માં થાય છે ઢોરોને માટે બહાર ગામ પણ પુષ્કળ જાય છે. બાગાયત જમીન જ્યાં જ્યા નદીઓ આવેલી છે, ત્યા ત્યા તેના કાઠાને લગતી. એ જમીનોમાં બાગાયત તુલ થાય છે. સુરત જિલ્લામાં જાણવા લાયક નદીઓ કીમ, તાપી, મીંઢોળા, પુર્ણા, અબીકા, કાવેરી, ઔરંગા, પાર વગેરે છે

તાપીના કાંઠા પર ૨૭ ગામો આવેલા છે. તે દરેક ગામોમાં શાકભાજી ને લગતાં તુલો થાય છે, સુરત શહેર નજીક હોવાથી આવક અને ખપત સારી છે, એ ગામોના ઘણા ખરા કુવાના પાણી ખારાં હોય છે, તેથી એ લોકો ચોમાસાના પાણીથી થનારા શાકભાજીનાં તુલો જેવાં કે રીંગણા, મરચી, જુવાર, કારેલાં, ભીડાં, ચોળા, ગીલોડાં, કોબીજ, તાલકોટ, દુધી, આદુ, કળ ફુલ વગેરે આદુ, હળધર વીગેરે વેચી દે છે કોઇક કુવા સારા હોય તેના પાણીથી શીઆળા ઉનાળામા શાક ભાજીના તુલ કરે છે.

મીંઢોળા નદીના કાંઠા પરના ગામોમા શાકભાજી ઉપરાંત કેળનું વાવેતર પોંસરા ગામે વિશેષ થાય છે.

પુર્ણા નદીના કાંઠા પરના વીરાવર, જલાલપોર, કાલીઆવાડી, કાછીઆવાડી, કુરઆ, આમરી, ધામણ, આમણપોર, વગેરે ગામોમા બાગાયત ખેતી ઘણી સારી થાય છે નવસારી શહેર નજીક આવેલું હોવાથી ખપત પણ સારી છે વીરાવર તરફ વરસાદ સારો હોય તો વગર પીયતના મરચી વેગણ વગેરે શાકભાજીનાં તુવો થાય છે.

અંબીકા નદીના કાંઠા પરના અંમલસાડ, ધમડાછા, કછોલી, તલીઆળા, ગણદેવી, પરગણું, સારજ, સનવાડી વગેરે ગામોમા બાગાયત ખેતી ઉત્તમ થાય છે. જલાલપોર તાલુકાના ઘણા ભાગમા બાગાયત ખેતી થાય છે જમીન પણ લાયક છે. એ તરફ અનાવિલ લોકોની વસ્તી છે. તેઓ સારા ખેડવાયા છે એ તરફ શેરડી, આદુ, હળધર, કેળ, અનનસ, લીંડીપીપર, ગમ્મર, ફુળાઉ ઝાડો જેવા કે કલમી આંબા, ફણસ, નાળીએરી વગેરે પણ થાય છે.

કાવેરી નદીના કાંઠા પર પણ ઉપતાં તુવો થાય છે. ઔરંગા નદીના કાંઠા પર હળધરનો પાક મોટા પાયા પર થાય છે. જમીન ચિકાશ પડતી હોવાથી આદુ કરતાં વધારે થાય છે. શેરડી પણ થાય છે પાર નદીના કાંઠા પરના પલસાણા, ઉમરસાડી, હરીઆ, મોટા વાઘછીયા વગેરે ગામમાં શેરડીનું વાવેતર મોટા પાયા પર થાય છે. શેરડી અને બીજા શાકભાજીનાં તુવો પણ થાય છે. કલમી આંબા પુષ્કળ થાય છે. હરીઆ તરફ શેરડી સારી છે કારણ કે હા કુવા, જમીન સારી, પાણી ટકાવી રાખે એવી હોવાથી વરસાદ સારો પડે છે.

એકંદરે ખેડા–અમદાવાદ જિલ્લા કરતાં બાગાયત તુવો ઓછાં થાય છે. સુરત જિલ્લાના ખેડુતોને હાલ જે નફો થાય છે, તેના કરતા ખેડા અમદાવાદ જિલ્લાના ખેડુતો જેટલી મહેનત કરે તો ઘણો સારો નફો થાય એમ છે.

ત્યાર પછી અમો અમલસાડ સ્ટેશન પર રાત્રે છા વાગે આવ્યા. ત્યાંથી આઠ વાગે ઉપડતી ટ્રેનમાં બેસી ૯ા વાગે સુરત સ્ટેશને ઉતર્યા. ફારમ પર ૧૦ાા–૧૧ વાગે રાત્રે પહોંચ્યા, વાળુ કરી આરામ લીધો.

બીજે દીવસે એટલે તા ૨૯–૧૨–૨૭ ને રોજ ગોધરા તરફ જવાનું હોવાથી સવારના છ વાગે ઉઠી દાતણ તથા સ્નાનના કામથી પરવારી આઠ વાગે ભોજન લઇ ત્યાંથી નવ વાગે મે ફારમ સુપ્રિન્ટેન્ડન્ટ સાહેબ તથા સુરત વર્નાક્યુલર એગ્રીકલ્ચરલ સ્કુલના હેડમાસ્તર સાહેબે અમારે માટે જે શ્રમ વેઠી પુરો બંદોબસ્ત તથા તેમનો ખેતી સંબંધીનો અનુભવ અમને જણાવ્યો

તે માટે તેઓ સાહેબોનો આભાર માની સઘળા સુરત સ્ટેશન તરફ વિદાય થયા. દશની ટ્રેનમાં બેસી ગોધરા સ્ટેશને રાત્રે નવ વાગે ઉતર્યા. અગાઉથી ગાડાંનો બંદોબસ્ત કરેલો હોવાથી સર સામાન ગોઠવી લઈ મુકામ તરફ રવાના થયા

અહીં તા૦ ૩૦–૩૧ રહી આરામ લીધો ત્યાર પછી તા૦ ૧–૧–૧૯૨૪ ને રોજ દાહોદ તરફ જવા તૈયારી કરી દશ વાગે જમી લઈ અગીઆર વાગે મહેરબાન હેડમાસ્તર સાહેબ સાથે અમારો નાનકડો સંઘ ગોધરા સ્ટેશન તરફ રવાનો થયો ટ્રેન તૈયાર હતી એટલે સરસામાન ગોઠવી દઈ અમો સઘળા ટ્રેનમાં બેઠા. દાહોદ ત્રણ વાગે પહોંચ્યા અગાઉથી ખબર આપેલી હોવાથી દાહોદ ફારમના સુપ્રિન્ટેન્ડન્ટ સાહેબ સ્ટેશન પર આવ્યા હતા સરસામાન ગાડામાં ગોઠવી અમો મુકામ તરફ જવા રવાના થયા દાહોદમાં આવેલા છાબ તળાવ ઉપર આવેલી ધર્મશાળામાં અમારો મુકામ હતો. સરસામાન વ્યવસ્થિત રીતે ગોઠવી દીધો

દાહોદઃ—સાંજે ચાર વાગે શહેરમાં ફરવા નીકળ્યા દોહદ ઉપરથી દાહોદ નામ પડ્યું. માળવા અને ગુજરાત બંને હદ અહીં મળે છે શહેરમાં ઔરંગઝેબ પાદશાહના વખતમાં બંધાવેલો ગઢીનો ભાગ જોયો, એ ભાગમાં હાલ મામલતદાર સાહેબ અને ફોજદાર સાહેબની કચેરી બેસે છે એ તરફ ઘઉં મકાઈનો વેપાર સારો ચાલે છે, સાંજે મુકામે આવ્યા. તા૦ ૨–૧–૨૪ ને રોજ સવારે સાત વાગે દાહોદ ફારમપર ગયા,

ફારમનું વર્ણન....ફારમનું ક્ષેત્રફળ આસરે ૩૫ એકરનું છે. જમીન કાળી ગોરાડુ છે. એ વખતે ઘઉં, કપાસનું તુલ ઉભું હતું. બાજરી, મકાઈનો પાક લેવાઈ ગયો હતો. થોડી જામફળીઓ પણ હતી

ઘઉં—સુરત, ભરૂચ અને પંચમહાલના પુર્વ ભાગમાં, ખાસમાં વગર પીયતના ઘઉં થાય છે, કારણ કાળી જમીન અને વરસાદ માફકસર હોય છે. ખેડા અમદાવાદ તરફ પીયત ઘઉં થાય છે તેનું કારણ કાળી જમીન ન હોવાથી ઘઉંનું વાવેતર આસોથી કારતક માસ સુધીમાં થાય છે વીઘે બી ૧ મણ ૧॥ મણ સુધી જોઈએ છે હળ, કરબ વગેરેથી જમીન ખેડી તૈયાર કરે છે. હળ અને ફડકાથી ઘઉં ઓરવામાં આવે છે જેને અનુકુળ પડે તેવા ઘઉં ઓરે છે. ઘઉંની ઘણી જાતો છે વાજીઆ, પીળાકાઠા, પી-સી, પુસા ૪, પુસા, ૧૨, બંસી, મેઘપાસનેર, અને વાજીઆપી, વગેરે વાજીઆપી ઘઉં, વાજીઆ અને પોપટીઆ ઘઉંનો ક્રોસ કરી ઉત્પન્ન કર્યા છે તેનું કારણ વાજીઆને ગેરૂનો રોગ આવે છે, અને પોપટીઆને બીલકુલ આવતો નથી તેથી એ જાત ઉત્પન્ન કરી છે

૫-૧-૨૪ ને રોજ સવારમા આઠ વાગે ફારમનાં તુલો જોવા ગયા, ફારમની જમીન ગોરાડુ છે, તુલોમાં તમાકુ, જીરૂ વગેરે હતા આ ફારમપર મુખ્ય તુલ તમાકુનું છે, અને તમાકુ કયો ક્રમમા અને પાકમા સારો નીવડે તેના અખતરાનું કામ ચાલે છે.

તમાકુનુ વાવેતર— તમાકુ માટે ગોરાડુ જમીન લાયક છે. વરસાદ ૩૦ થી ૩૫ ઇંચ જેટલો જોઇએ છે વરસાદ ઓછો હોય ત્યા કુવાનુ પાણી પાય છે. એકરે ૨૫ થી ૩૦ ગાડા છાણીઉં ખાતર આપે છે. ચોમાસામાં બને એટલી ખેડ કરી જમીન તઇયાર કરે છે. જમીન શ્રાવણ માસ સુધી ખેડે છે તમાકુના વાવેતર માટે જુલાઇ મહીનાના પહેલા અજવાળીઆમા ધરૂ નાખે છે. ધરૂ માટે એકરે ફકત ના શેર બી જોઇએ છે. ધરૂની માવજત અગાઉ આપી ગયો છે તમાકુ રોપવા માટે જેસલીથી નિશાની કરે છે. ધરૂ ઓગસ્ટની ૧૫ મીથી ૩૦ મી તારીખ સુધીમા તઇયાર થાય છે એટલે એની રોપણી ઓગષ્ટ માસ એટલે શ્રાવણ માસમાં કરે છે રોપણીનો ગાળો ૧૫ થી ૨૧ ઇચનો રાખે છે રોપ્યા પછી પંદર પંદર દિવસે હાથવતી રાપડી ફેરવે છે એ પ્રમાણે બે વખત હાંથવતી રાંપડી દે છે. પછીથી પંદર પંદર દિવસે બળદથી બે ત્રણ વખત રાંપડી ફેરવે છે. પછી રાપડી દેવાનુ કામ બંધ કરે છે જ્યારે છોડ ઢીંચણ સુધીના થાય છે, ત્યારે છોડની જાત પ્રમાણે તેના ઉપર ૧૦ થી ૧૬ સુધી પાન રાખી બીજા પાન ખુટી કાઢે છે જેમ જેમ નવા પીલા ફુટે છે, તે ખુટી કાઢે છે તેનુ કારણ ઉપર મુજબ રાખેલા પાનને વધારે કસ મળી કસદાર બને પ્રથમ પાણી જાય, કે પાન ચીમળાવા માંડે છે, ત્યારે મુકે છે. માગશર માસમા પ્રથમ પાણી પાવાની શરૂઆત થાય છે. સારા વર્ષમાં પંદર પંદર દિવસે બે ત્રણ પાન જોઇએ છે. તમાકુના પાન આ સારા છુટા પડ્યા પછી એને સોરી લે છે. તમાકુ સોર્યા પછી ચાર રીતે સુકવી એનો ઉપયોગ કરે છે. જ્યા ખારા કુવા હોય ત્યા તમાકુ સારી થાય છે. તમાકુને પોટાશ અને નાઇટ્રોજન તત્વ પુરાં પાડનારાં ખાતરો જોઇએ છે વગર પીયતનો તમાકુ એકરે ૧૫ થી ૨૦ મણ અને પીયત એકરે ૨૫ થી ૩૦ મણ સારી જમીનમાં સામાન્ય રીતે થાય છે, ૩૦ મણ કરતાં વધુ પાક ખારા કુવા હોય ત્યાં થાય છે.

તમાકુને મુખ્યત્વે કરીને વાકુબાનો રોગ લાગુ પડે છે, બંજ રોગોમાં પાન કોકડાઇ જાય છે, ચીતરી પડે છે વાકુબા તમાકુના રસનો રસ લઇ થાય છે, તેથી તમાકુના છોડને પુરતું પોષણ મળતુ નથી.

### તમાકુને ચાર રીતે સુકવી તેનાં નામો નીચે મુજબ છે.

(૧) જરેો, (૨) કાળીઉં, (૩) લાલ પોઇઆઓ, (૪) લીલો પોઇઆઓ

તમાકુની જાતો:—તમાકુની મુખ્ય જાતોમા ગાડીઉ, પીળીઉ, મવડીઉં કેળીઉ અને રેલીઉ છે આ ફારમ પર એ પાચ જાતોમાંથી ઘણી જાતો ક્રોસ કરી બનાવી છે.

ગાડીઉ:—બધા તમાકુ કરતાં મોડું પાકે છે. એકદરે કસમા અને ઉતારમાં સારો છે. ટીમની ખાસ્તી વધારે છે નડીઆદ અને પેટલાદ તાલુકાના અર્ધા ભાગમાં એ વાવે છે.

પીળીઉ:— એકંદરે પાનની લબાઇ વધારે પહોળાઇ ઓછી ટીમની ખાસ્તી ઓછી

ત્યાર પછી અમો મુકામે આવ્યા.

તા. ૬-૧-૨૪ ને રોજ ભોજનથી મુક્ત થઈ સ્ટેશન પર આવ્યા બે વાગે ઉપડતી ટ્રેનમાં મેં. ફારમ સુપ્રિન્ટેન્ડન્ટ સાહેબનો આભાર માની ઉપડી ગયા અમદાવાદ બાર વાગે ઉતર્યા. ત્યા રેવાભાઈ ધર્મશાળામાં મુકામ કર્યો એ જીલ્લાના ડીસ્ટીક્ટ એગ્રીકલ્ચરલ ઓવરસીઅર સાહેબ સ્ટેશન પર આવ્યા હતા. તેમણે અમારે માટે અગાઉથી બંદોબસ્ત કર્યો હતો.

## અમદાવાદ (સુએજ ફારમ)

તા. ૭-૧-૨૪ ને રોજ સવારે આઠ વાગે મે હેડ માસ્તર સાહેબ, ડીસ્ટીક્ટ એગ્રીકલ્ચરલ ઓવરસીઅર સાહેબ અને અમારો નાનકડો સંઘ સુએજ ફારમે જવા નીકળ્યા નવ વાગે ફારમમા પહોચ્યા.

સુએજ ફારમમાં પપૈયા, કેળ, બટાટા, અળવીના પાન, શાકભાજીને લગતાં ઘણો થાય છે. પપૈયાનું વાવેતર મોટા પાયા પર હતુ સુએજ ફારમ પર મનુષ્યમળના ખાતરનો ઉપયોગ થાય છે મનુષ્યમળ પાણી સાથે મેળવીને આપે છે પાક પણ સારો થાય છે દેશમાં એ મુજબ દરેક જગાએ વપરાશ થાય તો ખાતરની ખોટ ન લાગે

પપૈયાનું વાવેતરઃ—પપૈયાને માટે, રેતાળગોરાડુ, ગોરાડુ તથા મધ્યમ કાળી કાળી જમીન લાયક છે. રોપણી પહેલાં જમીન સારી રીત ખેડે છે અષાડ માસમાં પાંચ, પાંચ ફુટને અંતરે બે ફુટ ઉંડા ખી રોપે છે વચગાળા ના ગાળામા કોઇ શાકભાજીનું યા બીજો પાક લે છે પંદર મોળ મહીને રોપ્યા પછી ફળ આપે છે. ખાતરનુ પુરતુ સાધન હોય તો દશ વર્ષ સુધી ફળ આપે છે સાધારણ ખાતર અપાય તો પાંચ વર્ષ સુધી આપે છે દરેક પપૈયા પર થી સરેરાશ એક મણ પપૈયા ઉતરે છે પપૈયામાં નર અને માદાના છોડ હોય છે માટે નરના છોડ ખપ પુરતાજ રાખવા અહીં મનુષ્યમળ પાણી સાથે અપાય છે. એટલે હમેશા એવું મેલુ પાણી દર પાંચે પાય છે. એથી પપૈયા ના થડ પર ભમરા જેવી પરપોટી બાઝે છે એ એક જાતનો રોગ છે. રોગ અટકાવવા માટે થડ પર કોલટાર ચોપડવો. પપૈયામાંથી પેપ્સીન બનાવે છે, એ માંદા માણસોનો મુખ્ય ખોરાક છે.

કેળ એકજ વખત ફળે છે. એની પડમાંથી પીલા ફુટે છે, ને ફળ આપે છે. મુળ કેળ કાઢી નાંખવી પડે છે. રોપ્યા પછી બાર ચઉદ માસે કેળાં આપે છે ગાળો પાંચ પાંચ ફુટે રોપે છે. કેળની પણ ઘણી જાતો છે. સોનેરી, ખાસડીઆ, લીલી છાલનાં વગેરે અમુક વખત એ પ્રમાણે ફળ લે છે .ગણો ગીણી જમીન માં પીલા રોપે છે. એકરે ૪૦૦—૫૦૦ રૂા૦ ની ઉપજ થાય છે.

ખેડ, ખાતર પાણી, કરમને સાતે તાણી,
પણ યુક્તિ જો ન જાણી, તો થાય બધુ ધુળધાણી.

ઉપરની કહેવતોને અનુસરી ખેડુને ફક્ત કહેવતની પહેલી લીટીમા લખ્યા પ્રમાણે— ખેડ, ખાતરને પાણી, ઉપરજ આધાર ન રાખતાં તે ત્રણેને કેવા સંજોગોમાં, કાનો કેવી રીતે ઉપયોગ કરવો કે જેથી કરીને બીજી લીટીમા લખ્યા મુજબ યુક્તિથી ખેતી ફાયદાકારક નીવડી શકે. ઘણા ખેડુતોનુ માનવુ એમજ હોય છે કે " ખેડ, ખાતરને પાણી કરમને લાવે તાણી." પણ આ માનવુ ભુલ ભરેલુ છે. કારણ કે જો તેની યુક્તિ ધ્યાનમાં નથી આવતી તો તે ફોગટ જાય છે

આવા હવા પ્રકારની યુક્તિઓ જાણવી એ એક મોટી કળા છે તેમજ બીજા શાસ્ત્રોની માફક એક શાસ્ત્ર છે. આવું શાસ્ત્રીય જ્ઞાન આપણા પ્રાંતમાં, પુના ખેતીવાડી કોલેજમાં અપાય છે, પરન્તુ તેનો લાભ સાધારણ ખેડુતથી લેવાનું મુશ્કેલ હોવાથી સરકારે આપણા ગુજરાતમાં ગુજરાતી ભાષાદ્વારે ખેતીની કેળવણી આપવા માટે પંચમહાલ જીલ્લામા ગોધરે અનેક વર્ષ ઉપર એક ખેતીવાડીની નીશાળ ઉઘાડેલી છે અને તેનુ સારૂ પરિણામ જણાઇ આવ્યાથી, ખાસ સુરત અને ભરુચ જીલ્લા માટે પ્રયોગ તરીકે સુરત ખાતા ફાર્મમાં ગઇ સાલથી એક બીજી નીશાળ ઉઘાડવામા આવી છે કે જેમા ખેડુતોનાં છોકરાઓને જેમની ઉમ્મર ૧૫ થી ૨૦ વર્ષ સુધીના હોય છે અને ગુજરાતી ઓછામા ઓછા ચોથા ધોરણ સુધી અભ્યાસ કરી નોકરીની ઇચ્છા ન રાખતાં ખેતી તરફજ લક્ષ રાખી પોતાની જીન્દગી સ્વતંત્ર પણે ગુજરવાની લાગણી ધરાવતા હોય તેવાઓને દાખલ કરી બીન ખર્ચે કેળવણી અપાય છે. ખાવા પીવાનો તેમજ રહેવા માટે સરકાર તરફથી સરકાર ખર્ચે જોઇએ તેવી સવડ કરી છે. માટે સમજુ ખેડુતોએ તેનો લાભ લેવા ચુકવુ નહિ

નીશાળનું બીજું વર્ષ ગયા જુનની પહેલી તારીખથી શરૂ થયું છે અને આ વર્ગમે ફક્ત ૨૦ છોકરાઓનેજ દાખલ કરવાના છે માટે જે ખેડુને પોતાના છોકરાને શિક્ષણનો લાભ અપાવવા હોય તેણે તુરત, સુરત ખેતીવાડી નીશાળના હેડ માસ્તર, મુ૦ અડવા લાઇન્સ, સુરત, એમના તરફ ટપાલ મારફતે અરજી જાને આની અરજી આપી જવી.

સદર ખેતીવાડી નીશાળમા દાખલ થઇ શિક્ષણ લેવાથી નીચેના ફાયદા થાય છે —

૧) ખેતીવાડી ખાતાએ પ્રયોગ કરીને ફાયદાકારક ઠરાવેલા સુધારા વિદ્યાર્થીઓને બરાબર રીતે સમજાવવાથી તેમને પ્રત્યક્ષ વ્યવહારીક માહીતી મળે છે અને તેનો ઉપયોગ પ્રત્યક્ષ ખેતીના કામ તેમને કરતા આવડે જેથી તેઓ પોતાની ખેતીમાં ફાયદો કરી શકે.

૨) ખેતીના ધંધાના મુળભુત શાસ્ત્રીય તત્વો જાણી વિદ્યાર્થીએ પોતાની ખેતીના ધંધામાં ઉપયોગ કરવાથી તેનો ફાયદો થાય છે. અને તેમા અડચણ આવે એટલે તે સંબંધી નીવારણ કેમ કરવું તેનું જ્ઞાન મળે છે.

૩) ખેતીને લગતા નાના મોટા ઓજારો તથા સાધનો વગેરે જાતે વાપરવા ઉપરાંત તેની તેમજ દુરસ્ત કરવાની લાયકી મળે એટલુ સુથારી તથા લુહારી કામ શીખવવામાં આવે છે.

૪) પાણી કાઢવા માટે એંજીન, પમ્પ તેમજ એંજીનથી ચાલનારા ખેતી ઉપયોગી બીજા યંત્રો જાતે ચલાવવા તથા તેની રચના સબંધી માહીતી મળે છે.
૫) નવા નવા ફાયદેમંદ બગાયતી પાકો કરવાની તથા ફળઝાડના વાવેતરની માહીતી આપવામાં આવે છે.
૬) કલમો કરવી, આંખો ચડાવવી વીગેરેની માહિતી મળે તે કામો જાતે કરવાની લાગણી આવે છે.
૭) ખેતીનું કામ જાતે કરવાથી શું ફાયદો છે તેનો પ્રત્યક્ષ અનુભવ થઇ જાતે કામ કરવા બદલ રહેલો અણગમો નીકળી જઇ, તે કામ માટે હોંશ પેદા થાય છે
૮) જુદે જુદે ઠેકાણેની ખેતીની પધ્ધતિઓ તથા સારામાં સારા ખેડુતોના કામો જાતે જોવાની તક મળે એવા ખેતીના પ્રવાસની વ્યવસ્થા કરવામાં આવે છે
૯) સારી રીતે ખેતીનો ધંધો ચલાવવા જોઇતા હિસાબ, જમીનની માપણી, લેખન વાચન અને સારો ખેડુત થવા માટે જરૂર જેવા ગામ કામો વગેરેની માહીતી મળે છે.
૧૦) ખેતીનો ધંધો વ્યવસ્થીત રીતે તથા સહકારથી કરવાની ટેવ પડે છે.

---

# ખેતીવાડીની નિશાળમાંથી શિક્ષણ લેવાથી થતા ફાયદા.

—***********—

૧) ખેતીવાડી ખાતાએ પ્રયોગ કરીને ફાયદાકારક ઠરાવેલા સુધારા વિદ્યાર્થીઓને અગાઉથી સમજાવવાથી તેમને પ્રત્યક્ષ વ્યવહારિક માહીતી મળે છે અને તેનો ઉપયોગ પ્રત્યક્ષ ખેતીના કામ તેમને કરતા આવડે જેથી તેઓ પોતાની ખેતીમા ફાયદો કરી શકે
૨) ખેતીના ધંધાના મુળ ભુત શાસ્ત્રીય તત્વો જાણી વિદ્યાર્થીએ પોતાની ખેતીના ધંધામા ઉપયોગ કરવાથી તેનો ફાયદો થાય છે, અને તેમાં અડચણ આવે એટલે, તે સબંધી નિવારણ કેમ કરવું તેનુ જ્ઞાન મળે છે.
૩) ખેતીને લગતા નાના મોટા ઓજારો તથા સાધનો વગેરે જાતે તઇયાર કરવાની તેમજ દુરસ્ત કરવાની લાયકાત મળે એટલુ સુથારી કામ શીખવાડવામા આવે છે.
૪) પાણી કાઢવા માટે એંજીન, પમ્પ તેમજ એંજીનથી ચાલનારા ખેતી ઉપયોગી બીજા યંત્ર જાતે ચલાવવા તથા તેની રચના સંબંધી માહીતી મળે છે.
૫) નવા નવા ફાયદેમંદ બાગાયતી પાકો કરવાની ફળઝાડના વાવેતરની માહીતી આપવામા આવે છે.
૬) કલમો કરવી, આંખો ચડાવવા વગેરેની માહીતી એ કામો જાતે કરવાની લાયકી હાંસે છે

૭) ખેતીનુ કામ જાતે કરવાથી શુ ફાયદો છે તેનો પ્રત્યક્ષ અનુભવ થઇ જાતે કામ કરવા બંધ ન રહેનો અણગમો નીકળી જઇ કામો માટે હોંશ પેદા થાય છે

૮) જુદે જુદે ઠેકાણે ખેતીની પધ્ધતિઓ તથા સારામા સારા ખેડુતોના કામો જાતે જોવાના તક મળે એવી ખેતીના પ્રવાસની વ્યવસ્થા કરવામા આવે છે

૯) સારી રીતે ખેતીનો ધધો ચલાવવા જોઇતા હિસાબ જમીનની માપણી લેખન વાચન અને સારો ખેડુત થવા માટે જરૂર જેવા ગામ કામો વગેરેની માહીતી મળે છે

૧૦) ખેતીનો ધધો વ્યવસ્થિત રીતે તથા સહકારથી કરવાની ટેવ પડે છે

૧૧) ઉપરના બધા ફાયદાઓ જ્ઞાન વગર ખર્ચે મળે છે વિદ્યાર્થીઓને રહેવાની તેમજ ખાવાપીવાની અને હવા પાણીની સગવડ વગના કરતા પણ સરકાર તરફથી સારી રીતે રખાય છે ઘણા છોકરા એકઠા થવાથી તેમના વખત આનદમા જઇ હીમત અને સામાજીકપણુ પ્રાપ્ત થાય છે.

૧૨) હાલમા મોટા મોટા જમીનદાર તથા બગીચાવાળા ખેતીમાં વધુ ધ્યાન આપવા લાગ્યા છે એટલે આવી રીતે શિક્ષણ લીધેના માણસોની વધુ માગણી આવવા માડી છે માટે જેમને નોકરી કરવાની વધારે જરૂર જણાતી હોય તેમને આવા લોકો ખુશીથી નોકરીમા રાખે

ટીપ—ખાસ્તી પણ રુદાની વાત એ છે કે આ શાળામા દરેક વિદ્યાર્થીએ પોતાને મે કરેલામા આવેલુ ખેતીનુ દરેક કામ જાતે કરવુ જોઇએ તે માટે અણગમો બતાવનાર અગર એવા કામોનો ધિક્કાર કરનાર વિદ્યાર્થીને નિશાળમા રાખવામા આવશે નહિ

# ગુજરાતી ખેતીવાડી સ્કુલ—સુરત.

ખેડુતના છોકરાઓને માટે સને ૧૯૨૩ થી સ્થાપન કરેલી સુરત ખેતીવાડી સ્કુલનુ નવુ વર્ષ તા ૧ લી જુન થી દર વર્ષે શરૂ થાય છે, તેના ધારા અને માહીતી નીચે પ્રમાણે છે—

૧) આ નિશાળમા દાખલ થવા ઇચ્છા ઉમેદવારોની પ્રવેશક પરિક્ષા નથી, પરતુ ઓછામા ઓછુ ગુજરાતી ચોથુ ધોરણ (એથી વધારે અભ્યાસ હોય તો સારૂ) તેણે પાસ કરેલુ હોવુ જોઇએ અને તે બદલ જે ગુજરાતી સ્કુલમા તેણે અભ્યાસ કર્યો હોય તે સ્કુલનુ લીવીંગ સર્ટિફીકેટ નિશાળ છોડ્યા બદલનો હેતરાગનો દાખલો) અરજી સાથે સામેલ કરેલુ હોવુ જોઇએ આ સ્કુલનો અભ્યાસ બે વર્ષનો છે

૨) ઉમેદવારના વાલીનો ધધો ખેતીનોજ હોવો જોઇએ, અને તે જાતેજ ખેતી કરતા હોવા જોઇએ કારણ કે આ નિશાળમા ખેતીને લગતુ તમામ કામ છોકરાઓના હાથે જ કરવુ પડે છે—

૩) આ શાળામાં ભણ્યા પછી જે ઉમેદવારનો ખેતી કરવાનોજ નિશ્ચય હોય તેણે જ આવવું. જેનો નોકરીનોજ નિશ્ચય હોય તેને માટે આ સ્કુલ નથી.

૪) ઉમેદવારની ઉમ્મર ૧૫ થી ૨૦ વર્ષની હોવી જોઇએ.

૫) આ નિશાળમાં દાખલ થતા ઇચ્છતા ઉમેદવારના નામ ઉપર જમીન નહિ હોય તો તેના બાપ કાકા વગેરે કોઇપણ નજીકના સગાના નામ ઉપર પણ હોવી જોઇએ અને તે જમીન કેટલી છે, સરકારમાં મહેસુલ કેટલુ ભરે છે વગેરે બાબતનો દાખલો પટેલ તલાટી તરફથી અરજી સાથેજ મોકલવો જોઇએ.

૬) દરેક વિદ્યાર્થીને ભણવાનુ ખાવાનુ અને રહેવાનુ જેટલું ખર્ચ થાય તેટલી સ્કોલરશીપ સરકાર તરફથી આપવામા આવે છે એટલે વિદ્યાર્થીને ખાવા પીવા વગેરેનો ખર્ચ બીલકુલ કરવો પડતો નથી, પરતુ અભ્યાસક્રમ પુરો થતા પહેલા (અધવચ) કોઇ પણ વિદ્યાર્થી નિશાળ છોડે અગર ગેર વર્તણુંક ચલાવ્યા બદલ તેને કાઢી મુકવામા આવ્યો હોય તો જેટલો વખત તે નિશાળમા રહ્યો હોય તેટલા વખતને માટે દર માસના રૂા૦ ૧૦) પ્રમાણે તેની પાસેથી દંડ તરીકે વસુલ કરવામા આવે છે. પુસ્તક લીબ્રેરી વગેરે પરચુરણ ખર્ચ વિદ્યાર્થીના પદરનો હોય છે તે ખર્ચ (લગભગ વર્ષના રૂા-૧૦) બદલ વિદ્યાર્થીના વાલીએ દાખલ થતી વેળા રૂા-૧૦) અનામત તરીકે આપવા પડશે.

૭) આ નિશાળમા બીજી નિશાળો પ્રમાણે વાર તહેવારની રજાઓ મળતે, સિવાય દીવાળી ઉપર એક મહિનો અને ઉનાળામા દોઢ મહિનો રજા પડશે અને તે એક રજા વેલા વિદ્યાર્થીને ઘેર જવા દેવામા આવશે આ નિશાળ કાઢવાનો સરકારનો હેતુ એ છે કે બે વર્ષ શિક્ષણ લીધા પછી વિદ્યાર્થી પોતાના માબાપને ખેતીના કામમા વધારે મદદગાર થાય છે અને ખેતી પણ વધારે ફાયદાકારક રીતે કરે. દર વરસે પંદર કરતા વધારે છોકરા દાખલ કરવામા આવતા નથી

આ શાળામાં નીચે પ્રમાણે વિષયો શીખવવામાં આવે છે.—

૧) કૃષિ વિદ્યા (૨) સૃષ્ટિ જ્ઞાન (આ વિષયમા વનસ્પતી અને જતુ સબધી વહેવારીક જ્ઞાન આપવામા આવે છે (૩) ખેતી વાડીને લગતી ભુગોળ (૪) ખેતીવાડીને લગતુ અકગણિત અને જમીનની માપણી (૫) આરોગ્ય વિજ્ઞાન (૬) પેટા ધધા (૭) ગ્રામ્ય અને શહેરી જીવન (ખેડુતને ઉપયોગી) કાયદા વગેરેનુ ઉપયોગી શિક્ષણ જેમકે જમીન મહેસુલનો એક્ટ, બાગાયતી એક્ટ, ફગ્નાં એક્ટ, લોકલ બોર્ડ એક્ટ) (૮) વાચન અને લખાણ (૯) ખેતી અને બગીચાનુ કામ (૧૦) ઓઇલ એજીન કેવી રીતે ચલાવવુ તેના દરરોજના ઉપયોગી ભાગ દરરોજ સાફ કરી કેવી રીતે બેસાડવા વગેરે (૧૧) ખેતીના ઉપયોગી ઓજારના ભાગ ભાગે તુટે ત્યા કેવી રીતે દુરસ્ત કરવા અને લગતુજ સુથારી લુહારીકામ

૮) આ સ્કુલમા દાખલ થવા ઇચ્છાના ઉમેદવારે સુરત ખેતીવાડી સ્કુલના હેડ માસ્તરને જેમ બને તેમ જલ્દી પોતાની અરજી મોકલવી તેમાં નામ જાત, ધધો ઉમ્મર, તાલુકો, જીલ્લો, પોસ્ટ ઓફીસ વગેરે સ્પષ્ટ જણાવી ગુજરાતીમા અરજી કરવી ઉમેદવારને દાખલ થવાની, અભ્યાસક્રમ પુરો થતા સુધી રહેવાદેવાની અને સ્કુલ છોડયા પછી તેને ખેતીના ધંધે લગાડવાની ઇચ્છા છે એ બાબતની કબુલાત લખી તેની નીચે વાલીની સહી હોવી જોઇએ.

૯—જે ઉમેદવારને દાખલ કરવાનું નક્કી થશે તેને તે પ્રમાણે કાગળથી ખબર આપવામાં આવશે જે તારીખે હાજર થવા લખ્યું હોય તે તારીખે નિશાળમાં આવી હાજર થવું જોઇએ.

(સહી) ભીમભાઇ એમ.
ડેપ્યુટી ડીરેક્ટર ઓફ એગ્રીકલ્ચર.
ગુજરાત—સુરત

---

## અરજીનો નમુનો.

મહેરબાન હેડ માસ્તર સાહેબ સુરત ખેતીવાડી નિશાળ.
મુ॰ અઠવા ફાર્મ—સુરત.

અરજદાર, મુકામ
પોસ્ટ તાલુકા જીલ્લા
ની અરજ એવી છે જે:—

નીચે લખેલા છોકરાને આવતી જુનની પહેલી તારીખથી આપની સ્કુલમાં મુકવાનો મારો ઇરાદો છે તો તેને દાખલ કરી લેવા મારી વીનંતી છે. છોકરા સંબંધી જોઇતી માહીતી નીચે પ્રમાણે છે.

(૧) નીશાળમાં દાખલ થનાર છોકરાનું નામ
(૨) સદર છોકરાનું તથા નીચે સહી કરનાર વાલીનું સગપણ
(૩) જાત
(૪) રહેવાનુ ઠેકાણું ગામ
તાલુકો જીલ્લો
(૫) કયું ધોરણ પાસ છે. } નિશાળનો દાખલો આ સાથે
ઉમર વર્ષ સામેલ છે.
(૬) માલીકીની અથવા બીજી કોઇ પણ રીતે ખેડાતી કુલ જમીન
એકર ગુઠા
(તલાટીનો દાખલો સામેલ છે.)
(૭) ખાતાદારનુ નામ
(૮) નિશાળમા દાખલ થનાર છોકરાની સહી.

આ સાથે સામેલ રાખેલા નિશાળના તમામ નિયમો મેં વાંચેલા છે અને તે મને કબુલ મંજુર છે તારીખ માહે સને

વાલીની સહી.

૪૭-૪૮ માં પુરેપુર છાપ્યું છે એટલે જે જે ગામે આ ત્રિમાસીક જતું હોય તેમને તે વાચી જોવાથી માહીતી મળશે જે કોઈ ગામના ખેડુતોને આ ત્રિમાસીક મળતું ન હોય અને તેને આ સુચીપત્ર જોઈતું હોય તેમણે અમારા ઓફીસના સરનામે લખી મગાવવા તજવીજ કરવી.

કપાસના વાવેતરનો થતો વધારો—હાલ બે વરસ થયા ઉતર ગુજરાતમાં વરસાદ કમી અને કફોડી રીતનો પડે છે જેથી ડાંગરની કયારીઓ મા ડાગર ખેડુતો પકવી શકતા નથી, વળી અમદાવાદ-ખેડામા નહેર મળવાથી ઘણા ખેડુતોએ જરાયત વાવેતરની જમીનો પણ કેટલેક ભાગે કયારીમા ફેરવી નાખેલી હાલ કમી વરસાદ અને નહેરનું પાણી ન મળવાથી કયારીઓ પડ તર રહે તેથી અને કપાસના ઉંચા ભાવ આવે છે તેને લઈને દક્ષીણ દશકોઈ માં જ્યાં કયારી ખેતી ઘણી છે ત્યા પણ લોકો કપાસ કરવાનો વાવેતર તરફ પ્રેરાયા છે પાણી ભરાઈ રહે એવી, જમીનમા કપાસના વાવેતર કરવાના સં બધમાં મારે નીચે મુજબની સલાહ દેવાની છે.

જે જે ભાઈઓ એ ઉપરવાડીઆ ખેતરોને નહેરોની સવળતાને લઈનેજ કયારીમા ફેરવી નાખ્યા છે એવા ખેતરોમા કપાસનુ વાવેતર સુખે કરે પરંતુ તેમા તે ખેડુત ભાઈએ પાળા અને સરીયાં કરી પાળાપર કપાસ રોપી ઉછેરવો પાળા અને સગયા જમીનના હુગરી ચાસ કરીને આપણી રાંપડીને પાટીયુ બાંધી રાપડી ફેરવી સરીયા કાઢતા જવું બેઉ બાજુએ પાળા બધાતા જશે અને જરા પાવડા વતી દુરસ્ત કરી લેરા સરે તટલા કરી લેવા. આ પાળોપર કપાસ રોપી લેવો વધુ વરસાદ થશે તો સરીયામા પાણી રહેશે અને કપાસના છોડને નુકસાન ન પહોંચે કમી વરસાદ હશે તો એ પાળાઓમા ભેગાર વધુ રહેશે અને કપાસના છોડ લછાશે નહીં. મોલ બરાબર પાકશે આ સરીયાં અને પાળા બનાવવાના સાધનરૂપ ઓજારો છુટકાના ખેતીવાડી ખાતાના ઓવરસીઅરને પુરા પાડેલા છે તેમને અરજ કરવાથી તેઓ તે આપશે તેનો વપરાશ કેવી રીતે કરવો તેની પણ સમજ આપશે

ગુલાબભાઈ નાગરજી દેસાઈ

ડીરેક્ટર સુપરીન્ટેન્ડન્ટ ઓફ એગ્રીકલચર ઉ. ભાગ

# ઢોરમાં થતો બળીઆ અથવા માતાનો રોગ.

ઢોરને રોગો નીકળે છે તેના કરતા બળીઆ અથવા માતાનો રોગ જુદા પ્રકારનો છે, તેનાથી દર વરસે આપણા દેશમા સેંકડો ઢોર મરી જાય છે. આ રોગ ચેપી છે ને તે સંબંધમા ખેડુ લોકો લક્ષ આપતા નથી ને માતાનો કોપ છે એટલે તેની બાધા રાખીશુ એટલે મટશે એ વિશ્વાસે બેસી રહે છે પરીણામે તેનાથી વિશેષ ઢોર મરી જાય છે આને લીધે આજકાલ ઢોરોની અછત ને મોંઘવારી થઇ છે. આ રોગ સબંધી કેટલીક હકીકત નીચે પ્રમાણે જણાવુ છું જે જાણવાથી ખેડુતો નશીબ ઉપર આધાર રાખી બેસી ન રહેતા બચાવવા પ્રયત્ન કરશે એવી આશા છે.

**માતા અથવા બળીઆ**—એ એક જાતનો ચેપી તાવ છે ઢોરને તે થાય છે અને તેથી સેકડે ૭૦ ટકા જેટલા ઢોર તેનાથી મરી જાય છે. તેના લક્ષણો શરૂઆતમાં તથા પાછળથી જુદા હોય છે. તેથી તે રોગ પારખવો મુશ્કેલ થઇ પડે છે આ રોગ ઘણોજ ચેપી અથવા ઉડતો છે તેથી તે એક ઢોરને થયો હોય તો તેની સાથેના બીજા ઢોરને લાગુ પડે છે ખરાબ પાણી અથવા ચારાવાટે આ રોગના જંતુ જાનવરના શરીરમા દાખલ થાય છે જો ગંદી અથવા ભેજવાળી હવા ઘાસ ચારાની તંગી હોય અગર ગમે તેવો ચારો ઢોર ચરે તો આ રોગનો વૃધ્ધિ થાય છે. ને પરિણામે વધારે ઢોરનો સંહાર થાય છે.

**રોગનાં લક્ષણ**—શરીરમા આ રોગનુ ઝેર દાખલ થયા પછી બે થી પંદર દિવસની અંદર તેના લક્ષણ જણાય છે જાનવર સુસ્ત જણાય છે, શરીર ઉપરની રૂવાટી ઉભી થાય છે, ધ્રુજવા લાગે છે, તાવ શરૂ થાય છે આંખ નાક, અને મોની અંદરની ચામડી તથા જીભ લાલ થઇ સુઝી આવે છે અને વખતે તેના ઉપર ચાંદા પડે છે. પ્રથમ તો ખાસી કબજીયાત થાય છે અને પછી ઢોર હાંફે છે સુકાય છે અને પાણીની તરસ વધારે લાગે છે ગરદન, કમર અને બરડાના સ્નાયુઓ ખેંચાય છે એ આ રોગનુ ખાસ લક્ષણ છે ઝાડો પ્રથમ કબજે થાય છે અને પછીથી છૂટે છે અને તેમાંથી વગર પચેલો ખોરાક નીકળે છે.

છાણ ગંધાય છે અને તેમાથી લોહી અથવા પરૂ જેવો પદાર્થ હોય છે ઝાડો થતા બહુ મહેનત ને પીડા થાય છે ને જ્યારે બહુ જોર કરે ત્યારે ઝાડો થાય છે, ભુખ શરૂઆતમાં ઓછી થાય છે ને પછી તો જાનવર ખાવા પણ ખાતું નથી પીડ વધી જાય છે. ચારે પગે બેસાય જાય છે. રોગનુ નથી નાડ પ્રથમ ધબકારા બધ વહે છે ને પછી બ ધીમી પડી જાય છે કે જણાતી નથી. મો અંદરથી ગરમ ને આળુ થઇ જાય છે તેમાથી લાળ નીકળે છે. ઢોર હાંફે છે ને શ્વાસમાથી ચામ આવે છે. [illegible] તો ખમી શકતું નથી ઢોર નબળુ પડી નંખાઇ જવા જેવું થાય છે ને [illegible] સો પૂછ તંગ જેવુ પકડી રહે છે.

ત્યારપછી શરીર ને પગના છેડા ઠંડા થવા માડે છે ને દશ દિવસની અંદર મરી જાય છે કોઈકોઈ ઢોર તો ૫ કે વિસ સુધી આ પ્રમાણે દુખી સ્થીતીમા પડ્યુ રહે છે કોઈ કોઈ ઢોરને તો ત્રણથી પાચ દિવસે આખા શરીર ઉપર અથવા ખભા, પાંસળીઓ, ગરદન બાવલુ દેઠા અથવા ડુલા ઉપર ગરમી ફુટી નીકળે છે જો ગરમી વધારે ફુટી નીકળે તો ઢોર બચશે એવી આશા રહે છે તેમજ જો મરડો થાય તોપણ ઢોર બચશે એવી આશા રહે છે

ઉપાય—આ રોગ શરીરમા એક પ્રકારનુ ઝેર દાખલ થવાથી થાય છે. એટલે એકદમ પારખી શકાતુ નથી તેથી શરૂઆતથી ઉપાય થઇ શકતા નથી. પરંતુ જ્યારે જોર વધે છે ત્યારે ખબર પડે છે આ વખતે ઢોરની શક્તિ બચાવી રાખવાને તેમજ રોગનુ જોર ઓછુ કરવાને લીલુ ઘાસ, ખોળ, મેથીને રજકો, વગેરે ખાવા આપવા

શરૂઆતમા પેટનો મેલ કહાડી નાખવા માટે એકસેર અળશીનુ અથવા તલનુ તેલ અથવા અડધોસેર એરંડીઉ તથા અડધા રૂપીઆભાર અફીણનો અર્ક આપવો, જો આનાથી રેચ ન લાગેતો ફરીથી આપવુ પરતુ ગડુ રેચ થઇ જાય તેટલુ આપવુ નહિ અથવા એવી ચીજ આપવી નહિ. ત્યાર પછી નવટાંક મીઠુ ૨॥ રૂપીઆ ભાર સુરો ખાર, અડધા રૂપીઆ ભાર અફીણનો અર્ક એકઠો કરીને આશરે ૧॥ શેર કાંજીમા મેળવીને પાવો. (કાંજી ચોખાની કરવી) આ દવા દિવસમા ત્રણ વખત આપવી જો વધારે ઝેરનુ જણાય તો તેની સાથે નવટાંકથી પાશેર સુધી પાનમા ખાવાના કાથાની ભુકી નાખીને આપવી અગર ઉપરની દવાને બદલે નીચની દવા આપવી

ચાયાની ભુકી તોલો ૧॥
સુંઠની ભુકી „ ૦॥
કાળા મરી „ ૦॥
ગોળ „ ૨॥
દેશી દારૂ શેર ૦॥

એ રીતે દવા મેળવીને ચોખાની કાંજી સાથે અથવા એકલી દિવસમાં ત્રણ વખત આપવી.

ગુન ઉપર આધાશ્યુ ગરમ પાણીની પીચકારી દિવસમાં બે વખત મારવી જેથી ખરાબ ભાગ નીકળી જાય

આ સિવાય નીચે પ્રમાણેના ઔષધ આપી શકાય

કપુર તોલો ૦॥
ધતુરો તોલો ૦।
કરીઆતુ તોલો ૦॥
દેશી દારૂ શેર ૦।

# "ખેતી કરવી તો રાખવું ગાડું"

—**********—

એક વખત પ્રાંતીજ જતા, આગગાડીમા એક ભાઇનો મને મેલાપ હુ ખેતીવાડી ખાતામા નોકર છુ એવી એ ભાઇને ખબર પડી એટલે પાસેની જગાએ આવી બેઠક લીધી બેઠા પછીથી મને ખેતીવાડી ખાતા ત રફ રઇયતને શુ શુ સવલતાઓ મળે છે, ખેતીના ધધા સબધેની માહીતી પુરી પાડવા વીશે શુ વ્યવસ્થા છે અને ઉપયોગમા આવતા ઓજારો વગેરેને માટે કેવા પ્રકારની ગોઠવણો છે વગેરે હકીકતો પુછી મે તેને યથાસ્થીત સતોષકારક જવાબ આપી ખેતીવાડી ખાતુ રઇયતને તેની ખેતીમાં સુધારા વધારા કરાવવા સબધ જે જે પ્રયાસો કરે છે તે ટુકમાં સમજાવ્યુ મે તેને સ્નેહપુર્વક તેમનુ સ્તત ધધો વગેરે જણાવવા કહ્યુ તે ઉપરથી તેમણે કહ્યુ કે તે પ્રાતીજ તલુકાનાજ વતની છે જાતે બ્રાહ્મણ છે નોકરીનો ધધો કરે છે વડીલોપાર્જીત ખેતીના જમીન પણ છે વધુમા તેણે જણાવ્યુ હાલ તે નોકરીમાથી નીવૃત થયો છે અને હવે પછી આગળ રહી શુ ધધો કરવો તેના વીચારમા પડ્યો છે નોકરી બહુ મોટા પગારની ન હતી એટલે પેનસનની આવકપર સસારનીભાવ ન થાય માટે કઇક બીજી પ્રવૃતી કરી કુટુબ નીર્વાહ પુરતુ પેદા કરવુજ જોઇએ આ હેતુ અરજ તેમણે મારી સાથે હાવકાઇથી વાત કરવા આદરી હતી એ હુ સમજી ગયો હતો ઘરની ખેતી કરી માસીક મળતી પેનસનની આવક વડે નીરમલ શાતીમય જીવન તમે ગાળી શકશો એમ મે તેમને સમજાવ્યુ ત્યારે તેણે મને કહ્યુ "મારે બળદ વગેરે ખરીદવા નથી ઓજારો વગેરે ખરીદવા નથી પ્રથમ વરસાદ થાય એટલે મજુરો રાખી લઇ ચોપડી બધ કપાસ થાણાની (રોપાવી) દઇશ એટલે ખેડ કરવી ન પડે પછી કપાસનો પાક તઇયાર થએ વીણવા વગેરેના કામ માટે પણ દાડીયા (મજુરો) થી કામ ચલાવી લઇશુ" મે તમને સમજાવ્યુ ચોપડી બધો કપાસ રોપાવીએ ને કપાસ ઉગી નીકળી મોટો થાય એટલે ખેતરમા કપાસની હારોમાની જમીન પર જ ખડ-ખમલુ ઉગી નીકળે તે નીદાવી સાફ કરવુ પડે અને ત્યારબાદ આડી અને ઉભી રાપડી દેવી જોઇએ એટલે ઘરના (માલીકીના) બળદ જોઇએ ઓજાર જોઇએજ આ સાભળી તે ભાઇએ કહ્યુ ખેડ કરવા માટે જોઇતા બળદ ઓજારો સરકારની પ્રાતીજ ખેતીવાડીના ઓજારની ડેપોમાથી જ્યારે જ્યારે જોઇએ ત્યારે ત્યારે મળે એમ બદોબસ્ત થાય તોપણ ચલાવી લેવાય આ સાભળી રહ્યા બાદ મારે ભાઇને ખેતીના ધધા વીશેની સામાન્ય માહીતી વિગતવાર સમજાવી

જણાવવુ પડશુ કે ખેતીના સાધન-મુડી એટલે કે ખેતી માટે બળદ, ખેતીના ઓજાર, ખેતીમાં વાવવા જોઇતા બી ની ગોઠવણ ખેડુને કરવીજ જોઇએ અને જે આ મુડી-સાધનો ધરાવી શકે તેજ યથારથીત ખેતી કરી શકે જે ખેડુત ઓજાર બળદ વગેરે ભાડેના લાવી ખેતી કરવા વીચાર કરે તે ભુલ કરે છે કારણ ખેતી કરવામા ખેડના કામ ટાણુંસર-વખતસર કરવા પડે છે રાપ દેવા ની વખતે રાપ દેવીજ જોઇએ, નીદવાની વેળાએ ખેડ-ખસલું નીંદી કાઢવુજ જોઇએ, હળવાની વેળાએ હળ ફેરવવુજ જોઇએ વગેરે.

ઉપર પ્રમાણેની સમજુત હું કરી રહયો ત્યારે તે ભાઇએ મને પુછ્યુ આસરે કેટલાક રૂપીઆનો ખર્ચ ખેતીના સાધનો માટે જોઇએ આના જવાબમાં નીચે પ્રમાણે ગણત્રી સહ સમજુત આપી.

(૧) બળદ જોડ ૧ રૂપીઆ ૨૦૦) ની કીમતના
૧૦૦) ચોમાસાની ખોરાકીના

(૨) ખેતીના ઓજાર ૨૧૦
૧ ગાડું ૧૫૦
૧ હળ ૧૦
૧ વાવણી ૧૨
૧ રાપ ૧૨
૨ નાની રાપ ૧૨
૧ સામાર અનેગીન્ત ૧૪
હથીઆર જેવાકે દાળી, કુહાડી પાવડો વગેરે

(૩) બી ૧૫
સીઝન સુધી મજુરીના ખર્ચ માટે ૭૫
કુલ રૂ ૬૦૦

ઉપર પ્રમાણેના સાધન વડે ગોરાડુ જમીન ૨૫ વીઘા સુધી એક જોડ બળદથી ખેડી શકશો અને કાળી જમીન હોય તો ૩૫-૪૦ વીઘા સુધી ખ રોપી શકશો ઉપરના ખર્ચ ઉપરથી તમો ગભરાશો નહી, બળદ, ઓજાર વગેરે લાંબી મુદત સુધી ટકવાના એટલે એ એકજ વખત ખર્ચ પછીના વરસો મા તો

(૧) ઓજારોની સમારામણ

(૨) બી વગેરેનોજ ચાલુ ખર્ચ કરવો પડે. બળદની ખોરાકી ખેતીમા થી જે ગોત પકવો તેમાથી ખમદી રાખવાના એટલે પહેલા વર્ષની માફક રોકડ ખર્ચ કરવાનો નહી

આ પ્રમાણેના સમજુત અપાઇ રહી એટલે તે શાખ્શે કહ્યુ તેણે બે વખત ખેતીના ધંધા તરફ પ્રયાસ આદરેલા પરંતુ તેને કાંઇપણ લાભ મળેલો નહી. તેના મેં તેના સમજ પ્રમાણે શા કારણોથી એમ થયું એ જણાવવા કહ્યુ ત્યારે તેણે કહ્યુ સાથી મળતા નથી ભાડુતી હળ-રાંપ ફેરવનાર પણ વખતસર કામ કરી આપે એ પ્રમાણે બનતુ નથી એવા સબબોથી અને ખરાબ મોસમોને લીધે તેને ખોટ ગઇ હતી આ સાંભળી રહ્યા બાદ મેં તેને પુછયું તમે કયા ખાતામાં નોકરી કરી રહ્યો કહ્યુ પોલીસ ખાતામા મે તેને જણાવ્યુ તમારી ખેતીનો ધંધો આદરવા તરફ હીમત નથી એટલે તમારે બીજો ઉદ્યોગ કરવો

ઉપરના બ્યાનમાંથી આપણને બે મુખ્ય બાબતો ધ્યાન ખેચે એવી નજર આગળ આવે છે તે એકે

(૧) ખેતીના ધંધા સંબંધે જાણે કે કાંઇજ જ્ઞાન જોઇતું નથી અને ભાડુતી સાધનોથી પણ ખેતી થઇ શકે એવી ભુલ ભરેલી સમજ ધરાવનારા હજુ છે.

(૨) નોકરીયાત, મુત્સદી વર્ગ ખેતીના ધંધાં સંબંધી 'વ્યહવારીક માહીતિમાં હજુ બહુજ પછાત છે કારણ ખેતીના ધંધામા પણ સાધન અને બુધ્ધી જોઇએ છે

આપણા દેશના નોકરીયાત મુત્સદી વર્ગે સામાન્ય 'વ્યહવારીક જ્ઞાન ખેતી .ધનુ ધરાવવુજ જોઇએ પોતાનો નોકરી યા દલાલી વગેરેના ધંધામા પ્રસગોપાત અવલોકન દોડાવી ખેતીનું વ્યહવારીક જ્ઞાન લઇ લેવા કે લક્ષ રાખવુ જોઇએ.

ગયે સાલ ૧૯૨૩ ના એપ્રીલ માસનાં આપણા ત્રીમાસીકના અંકમા "વાડીને લગતી ગુજરાતી કહેવાતોનુ એકી કરણ આપ્યુ છે તેમા ખેતીના સબંધીની કહેવાતોમા ૧૦૭-૪૭ મા કહેવત "ખેતી કરવી તો રાખવુ ગાડુ" એ કહેવાત આપેલી છે. કહેવાતની સમજ પાડવા હેતસીક કહેવાતની નીચે બે ટીકા આપી અર્થ સમજાવ્યા છે તે વખતે મને એવો ખ્યાલ પણ આવેલો નહીં કે ઉપરના વૃતાંતમા વર્ણવ્યા પ્રમાણેના માણસો ખેતીના ધંધા સબધેનુ ઓછુ જ્ઞાન ધરાવનારા છે નહીતર એ કહેવાતને સાર સમજાવવા પુરતી ટીકા મે જરૂર લખી હોત—

કહેવતો એ સૈકાઓના અનુભવ અને અવલોકનના આધારે કાઢયા પુરુષો એ સુત્રો તરીકે ભાવીની પ્રજા માટે જ્ઞાન રૂપી વારસો મુકેલો છે ઉપલી કહેવત ખેતી કરવી તો રાખવું ગાડુ એ કે ચે.બ્રણુ સમજાવે છે ખેડુને પોતે

ખેતીના કામ માટે પોતાના સાધનો વડેજ કામ કરવું. બેઠુન બળદ અને ગાડુ બે ખરીદી શકે તે નાના ઓજારો વગેરે સહેલાઈથી વસાવી શકે એટલે તે ખેતીના ધંધા માટે સ્વસાધન વાળો થાય પોતાના સ્વતંત્ર સાધનવાળો થયો એટલે વખતો વખત ખેતીનું કામ આટોપી શકે, ખેતી સારી અને સફાઈદાર કરી શકે અને પરીણામ તરીકે ખેતીના ધંધામાંથી સારી બરકત મેળવી શકે

ઉપરની હકીકતમાંથી વધુ એક સાર એ પણનીકળે છે કે હાલ આપણા લોકોને જાત મહેનત કરવા તરફ બહુજ અણગમો થયો છે. આ અણગમો બધાજ વર્ગમાં છે એ હું, તો ખેદની વાત, સમજુ છું. કોઈપણ ધંધામાં મહેનત કર્યા વગર કંઈપણ મળતું નથી વળી ખેતીની મજુરી કરવાનું કામ શહેરમાં ગુમાસ્તામાં આમ તેમ ફોકા ખાવા, ગોદીઓમા આમ તેમ કામે ગીચાવું, કારખાનામાં મજુરીમાં અથડાવું, મીલોમાં સતત મજુરી કરી ચોળાવું વગેરેનાં કરતાં કાંઈક હલકુ ગણાતું હોય એમ લાગે છે મજુરી કરનાર માણસોને એમ ક્યારે સમજાશે કે ખેતીની મજુરી બીજી બધી જાતની મજુરીઓ કરતાં દરેક રીતે સુખકર છે જેમકે ખેતીની મજુરી ખુલ્લી હવામાં કરવાની તેથી શરીર સંપત્તી જળવાઇ રહે છે ખેતીની મજુરીમા મોકલાસથી કામ કરવાનું છે મીલ ની માફક સતત મહેનત રહીને કરવાનુ નથી જીંદગીનું જીવન વઈભવ માણવાને માટે પણ છે એમ દલીલ કરવામાં આવે તો તે કબુલ છે પરંતુ વૈભવ નીતી મા રહી, શરીર સંપત્તી જાળવીનેજ માણવા જોઇએ. જ્યાં અનીતિ વધે અને શરીર સંપત્તી ઘટે એવી જગાએ કદાચ કમાણી વધુ મળતી હોય તોપણ તે પસંદ કરવા જોગ નથી. ખેતીની મજુરી એવી છે કે જેથી ઉદર નીર્વાહ સારી રીતે કરી શકાય છે અને જ્યાં નીતિમય જીવન ગાળવી શકાય છે અને શરીર સંપતી ટકાવી રખાય છે

ગુલાબભાઇ નાગરજી દેસાઇ.

ડીવીઝનલ સુપ્રીન્ટેન્ડન્ટ ઓફ એગ્રીકલ્ચર ઉ ભા



આ પ્રમાણેના સગઝુત આપાઇ રહી એટલે તે વાણીએ કહ્યુ તેણે બે વખત ખેતીના ધધા તરફ પ્રયાસ આદરેલા પરંતુ તેને કાંઇપણ લાભ મળેલો નહી. તેના મેં તેના સમજ પ્રમાણે શા કારણોથી એમ થયું એ જણાવવા કહ્યુ ત્યારે તેણે કહ્યુ સાથી મળતા નથી બાહુની હળ-રાપ ફેરવનાર ખરુ વખતસર કામ કરી આપે એ પ્રમાણે બનતુ નથી એવા સમયોથી અને પ્રગમ મોસમોને લીધે તેને ખોટ ગઇ હતી આ સાંભળી રહ્યા બાદ મે તેને પુછ્યુ તમે કયા ખાતામાં નોકરી કરી તેણે કહ્યુ પોલીસ ખાતામા મેં તેને જણાવ્યુ તમારી ખેતીનો ધધો આદરવા તરફ હીમત નથી એટલે તમારે બીજો ઉદ્યોગ કરવો

ઉપરના બ્યાનમાથી આપણને બે મુખ્ય બાબતો ધ્યાન ખેચે એવી નજર આગળ આવે છે તે એકે

(૧) ખેતીના ધધા સંબધે જાણે કે કાંઇજ જ્ઞાન જોઇતું નથી અને બાહુની સાધનોથી પણ ખેતી થઇ શકે એવી ભુલ ભરેલી સમજ ધરાવનારા હજુ છે.

(૨) નોકરીયાત, મુત્સદી વર્ગ ખેતીના ધધાં સંબધેની વ્યવહારીક માહીતિમાં હજુ બહુજ પછાત છે કારણ ખેતીના ધધામા પણ સાધન અને બુધ્ધી જોઇએ છે

આપણા દેશના નોકરીયાત મુત્સદી વર્ગે સામાન્ય વ્યવહારીક જ્ઞાન ખેતી બધનુ ધરાવવુજ જોઇએ પોતાનો નોકરી યા દલાલી વગેરેના ધંધામા રતા પ્રસગોપાત અવલોકન દોડાવી ખેતીનું વ્યવહારીક જ્ઞાન લઇ લેવા ર લક્ષ રાખવું જોઇએ.

ગયે સાલ ૧૯૨૩ ના એપ્રીલ માસના આપણા ત્રીમાસીકના અંકમા ખેતીવાડીને લગતી ગુજરાતી કહેવાનોનુ એકી કરણ આપ્યુ છે તેમા ખેતીના મસાગત સબધીની કહેવાતોમાં ૧૦૭-૪૭ માં કહેવત "ખેતી કરવી તો નાણવુ ગાડુ" એ કહેવત આપેલી છે. કહેવાતની સમજ પાડવા કેટલીક કહેવાતની નીચે મેં ટીકા આપી અર્થ સમજાવ્યા છે તે વખતે મને એવો ખ્યાલ પણ આવેલો નહીં, કે ઉપરના વૃતાંતમા વર્ણવ્યા પ્રમાણેના માણસો ખેતીના ધધા સબધેનુ ઓછુ જ્ઞાન ધરાવનારા છે નહીતર એ કહેવાતને સાર સમજાવવા પુરતી ટીકા મે જરૂર લખી હોત.

કહેવતો એ સઇકાઓના અનુભવ અને અવલોકનના આધારે ડાહયા પુરુષો એ સુત્રો તરીકે ભાવીની પ્રજા માટે જ્ઞાન રૂપી વારસો મુકેલો છે. ઉપલી કહેવત ખેતી કરવી તો રાખવું ગાડુ એ કે ઘણુ સમજાવે છે ખેડુને પોતે

# હાલોલ તાલુકા ખેડુત મંડળની મીટીંગનો અહેવાલ.

—*********—

તારીખ ૪ જુન ૧૯૨૪ ના રોજ પંચમહાલ જીલ્લાના હાલોલ ગામે આખા તાલુકાના આગેવાન ખેડુતોની એક મોટી સભા હાલોલ મહાલકારી સાહેબની કચેરીમાં ભરવામાં આવી હતી જે વખતે કજરી સ્ટેટના મે ઠાકોર સાહેબ, વોડાદરાના ઈનામદાર પશ્ચિમ ભાગના મે ડીસ્ટ્રીક્ટ ડેપ્યુટી કલેક્ટર સાહેબ, ગામના અન્ય સદ્‌ગૃહસ્થો અને તલાટીઓ વિગેરે હાજર રહ્યા હતા. પ્રમુખસ્થાન મે ડીસ્ટ્રીક્ટ ડેપ્યુટી કલેક્ટર સાહેબને આપવામાં આવ્યું. મીટીંગની જાણ થવા સારૂ અગાઉથી મહાલકારી સાહેબે ગામેગામ સરક્યુલર ફેરવ્યા હતા

શરૂઆતમાં મહાલકારી સાહેબે ખેડુતોને આવકાર આપ્યા બાદ તાલુકાની સ્થિતિ વિષે ટુંક વિવેચન કર્યું હતુ તેમણે છપનીઆ દુકાળ પછીના અરસામાં તાલુકામાં કપાસની ખેતીને લઈને ખેડુતોની આર્થીક સ્થિતિ સુધર્યાનું જણાવી હજી ખેતીવાડીને અંગે ઘણા સુધારા કરવાના બાકી છે તે બતાવવા ઉજેટી વાસેટી ગામનો દાખલો આપ્યો હતો કે જ્યાં જોઈતા જથામાં, થોડા ઉંડાણે અને લગભગ સાત આઠ હાથની ઉંડાઈએ પાણી મળવા છતાં પીયત કરવામાં આવતુ નથી ત્યારબાદ ડીસ્ટ્રીક્ટ એગ્રીકલ્ચરલ ઓવરશીયર તરફથી નીચે પ્રમાણે કહેવામાં આવ્યું હતુ

હાલોલ તાલુકામાં કપાસનો પાક મોટા પ્રમાણમાં છે પણ તેનું વાવેતર રીતસર કરવામાં આવતું નથી ઘણા ગામોમાં વાવેતર બહુ નજીક હોય છે, વળી એકના એકજ ખેતરમાં દર વરસે કપાસનો પાક લેવામાં આવે છે અને તેમાં ડાગર પણ ઓરાય છે સિવાય છોડ ગાળી નાંખવાનો રિવાજ નથી એટલે પાક ઓછો ઉતરે એ સ્વભાવીક છે અને તેમાં મુળ ખાઈ જેવા રોગ થાય તેમાં નવાઈ નથી. કેટલાક લોક જુનાં છોડ કાપી નાંખી ફુટવા દે છે આવી રીતથી કદાચ સારા સંજોગોમાં એકાદ આસામીને ફાયદો થતો હોય તોપણ તેવુ વાવેતર ઇચ્છવા જોગ નથી. માટે હમેશા કપાસનુ વાવેતર નવેસરથીજ કરવુ જોઇએ.

કપાસની આગલી સાલે જુવાર, બાજરી, મગફળી અગર તેવો બીજો પાક લીધો હોય તો કપાસ સારો થાય અને મુળ ખાઈ જેવો રોગ પણ ઓછો લાગે. વળી ઓરાણ થયા બાદ કપાસ ચાસે પડે ત્યારે થોડા થોડા અંતરે વધારાના છોડ ગાળી નાખી ઓછા કરવા જોઇએ જેથી જમીનનો કસ ઓછો

ચુમાય અને પાણી ટાંચ પણ લાગે નહિ સારી રીત કપારા બે કરામન ગાળે ઓગી ડાંગરનો ફાયદો ચાર વચગાળે કાઢવાની છે અને ગોરાટ જમીન મા ડાંગરને બદલે મગફળી કરવી જોઇએ (નાની જાપાનીસ એટલે કે નાના દાણાની લાભ કોત । વાગી મગફળી) વળી જ્યાં જ્યા ખાતરની અછત હોય ત્યા દિવેલીના ખોળના બારીક ભુકો કરી કપાસીમા સાથે ઓરવાથી પાકને ઘણો ફાયદો થાય કપાસનુ બી ઘણુ સેળભેળવાળુ ઓરાય છે તેના તરક ખેડુતાએ કાળજી આપવાની ઘણીજ જરૂર છે દરેક ખેડુત પોતાના ખેતરમાથી સારા મોટેલા કાલા જુદા વીણી તેને બી પુરતા પ્રમાણમા જુદો પીલાવી અગર હાથના ચરખાથી ઘેર પીલી આરૂ બી ઓરવામા આવે તો પાકમા વધારો થાય અને માલ પણ ઉંચી જાતનો ઉતરે અને ભાવ સારો મળે હાથે ઘેર નહિ પીલતા દરેક માણસનો જુદો વિણેલો કપાસ ગામવાર અગર ફળીવાર એકઠો કરી જીનમા જુદો પીલાવવા લાગે પડતુ બી વહેંચી લેવામા આવે તો ઘણુ થાય તેમ છે તેવીજ રીતે એક કસ્બુ માલ એકી વખતે જુદા જુદા વેપારીઓને એકઠા કરી આપવામા આવે તો હરીફાઇ વધે અને ભાવમા વધારો મળે

જુવારમા આગીઆનો રોગ અટકાવવા માટે સાદામા સારો ઉપાય મોરથુથુના પાણીમા બી પલાળીને ઓરવાના છે દવાની કીમત ફક્ત એકજ આનાના મા અડધોમણ જુવારનુ બી પલાળી શકાય એટલે કે એક વીઘે એક પાઇ જેટલી નજીવી કીમત હોવા છતા તેવો ઉપાય અજમાવવામા લોક આળસુ રહે અગર તે કાળજી રાખે એ ખેતી પરવડે નહિ શિયાળુ જુવાર તેમજ ચાર પાનના વરસમા કપાસના પાકને પણ લાભ થાય

કપાસના પ્રમાણમા મગફળીનુ વાવેતર હાંસોટ તાલુકામા ઓછુ છે તે વાવેતર તુવરની દ્રષ્ટિએ તથા કાતરા, હીમ અને ઓછા વરસાદથી પણ થાય તેવો બીજો એક પાક નથી વળી તેનુ ગોતર ઢોરને સારૂ માફક આવે છે માટે ગોરાડુ જમીનમા જ્યા બને ત્યા મગફળીનો પાક શરૂ કરવો જોઇએ જે જે ગામોમા ક્યારી જમીનમા ડાંગર રોપાય છે ત્યા થોડુ ધરૂ અગર તરૂ કુવેતરથી એક મહીના અગાઉ ઉછેરવા તજવીજ કરવી જેથી વરસાદ આવ્યા બાદ તુરત રોપી શકાય તો ઓછા વરસાદે પણ સારી જાતની ડાંગર પાકે વળી થોડાક ભાગની ક્યારીમા વરસાદ પડે કે તુરત બરૂ ઓરવી જેને શ્રાવણ માસમા પુરતી પાણી થયા બાદ બાળી નાખી ડાંગર રોપી શકાય અને ઓછો વરસાદ હોયતો બરૂનો પાક લેવા તજવીજ કરવી આમ કરવાથી ખેડુતની સુરીમત ઓછી થવા સંભવ છે.

દરેક ગામે છાણનું ખાતર બીન દરકારીથી ઉકરડામાં નખાય છે માટે તે સારૂં કહેવાય અને તેમાં સુરંગ, રાડા, કળરૂ વિગેરે ઉગેરાય નેં ખાતરની ખોટ ઓછી લાગે તેમજ સારૂં કહેવાયાથી ઉધાઇનો ઉપદ્રવ પણ ઓછો નડે છાણનું ખાતર એક સામટું નહિ નાખતા થોડે અંતરે આછું આછું પુરવું જોઇએ. જેથી ઓછા વરસાદમાં તુરત બળી જવાનો બહુ સંભવ રહે નહિ આવા સુધારા દાખલ કરવા માટે એક ખેડુત મંડળની જરૂર છે અને દરેક ખેડુત જો આવા મંડળમાં જોડાય તો આખા તાલુકાને લાભ થાય બીજા દેશોમાં આવા મંડળોથી ઘણા સુધારા દાખલ થયા છે અને જે ચીજ એક ખેડુતથી ન બને તે મંડળમાં જોડાવાથી દરેક સુધારાનો લાભ લઇ શકે છે દાખલા તરીકે કીમતી ઓજાર ગરીબ ખેડુત વેચાતું નહિ લેતાં મંડળ પાસેથી ભાડે ફેરવી શકે છે. તેવીજ રીતે બી, ખાતર એક જથામાં મંગાવી જેને તેને આપવામાં આવે તો ભાવ અને તુરમાં ફાયદો થવાથી સોંઘાં પડે વળી મંડળના હસ્તક દરેક માલનું વેચાણ થાય તો મોટા વેપારી સારો ભાવ આપી શકે એટલે આડકતરી રીતે એક એક ખેડુતને લાભ થાય માટે હું આશા રાખું છું કે આજરોજ જેટલા સુધારા સુચવ્યા છે તેનો બધા ખેડુતભાઇઓ વિચાર કરે અને તેને અમલમાં મુકવા તઇયાર થાય તેમજ દરેક દરેક ખેડુત તાલુકા મંડળમાં જોડાઇ મેમ્બર થાય. છેવટે પ્રેસીડેન્ટ સાહેબે ઉપસંહાર કરતા જણાવ્યું કે વસ્તીના વધતા જતા પ્રમાણમાં ખેડાણ જમીનનો વધારો થવો અશક્ય છે માટે ખેતીવાડીમાં સુધારા થવાની ખાસ અગત્ય છે તેમણે એક માંજરી ફારમનો દાખલો આપી બતાવ્યું કે ગોળની ઉત્પન્નમાં ઘટાડો કર્યા વિના શેરડી કરવાના ખર્ચમાં લગભગ અડધો અડધ ખર્ચ કમી કરવામાં આવ્યો છે અને તેજ પ્રમાણે સરકાર અખતરા કરી જે ચીજો ફતેહમંદ થાય છે તે ખેડુતના લાભને અર્થે અને તેમની સ્થીતી સુધારવા માટે પ્રચાર કરવામાં આવે છે તેમણે આગળ ચાલતા જણાવ્યું કે જો લોક સુધારા દાખલ કરવા તઇયાર હોયનો સરકાર બનતી મદદ આપવા બહુ રાજી છે અને હવે વખત નજીક આવતો જાય છે કે જ્યારે ખેતીવાડી ગામડાની નીશાળોમાં શીખવવાનો પ્રસંગ આવશે. માટે ખેડુતોના લાભને અર્થે તેમણે મંડળમાં ઉત્સાહ લઇ આગળ વધવું જોઇએ મીટીંગ પાન સોપારી વહેંચાયા બાદ બરખાસ્ત થઇ હતી અને તે ફતેહમંદ કરવાનું માન શ્રી ગોરધનભાઇ મથુરભાઇ મહેતા હાલોલ મહાલકારી સાહેબને ઘટે છે

Godhra
13th June 1924

**G. E Pathak,**
District Agricultural Overseer
*Panchmahals Godhra*

श्री गुजरात

खेतीवाडी अने हुन्नर उद्योग त्रिमासिक

The Gujarat Agricultural & Industrial Quarterly.

વર્ષ ૧૧ મું.] અકટોબર ૧૯૨૪. [અંક ૩ જો.




## પબ્લીશીંગ કમિટી.

૧ સરદાર રા. બા. મોતીલાલ ચુનીલાલ દેશાઇ, ભરૂચ.

૨ મી. ગુલાબભાઇ એન. દેશાઇ,
ડી. સુ. ઓફ એગ્રીકલચર, ઉત્તર વિભાગ અમદાવાદ

૩ મી. નરહરી કે. દેશાઇ બી. એ. એસીસ્ટંટ માસ્તર
હાઇસ્કુલ, અમદાવાદ.

૪ મી. કાલીદાસ દામોદરદાસ ખાધીઆ,
બા. એ. એલએલ બી. ભરૂચ

૫ મી. મગનલાલ કે. અમરંવાલા, બી. એ. મુંબાઇ.

૬ મી. ચુનીલાલ નંદલાલ દેશાઇ,
સેક્રેટરી આસિસ્ટંટ, ભરૂચ.

[illegible] भक्षिता ॥
[illegible] कृषि - कृषि - गुणानां इत्युवाच पराशरः ॥

ભાવાર્થ:—ખેતી ઉપર ખેડુત પોતે અને કુટુંબ નભે તો તે ઉત્તમ [illegible] છે. પરંતુ જો પોતે તેના ઉપર નજર નહીં રાખે તો [illegible] એવું [illegible] પરાશર ઋષિ કહે છે.


લવાજમ—મંડળના લાઇફ મેમ્બરોને મફત—મંડળના સભાસદોને મફત.
અન્ય ગૃહસ્થો માટે વાર્ષિક રૂા ૧-૦-૦ પોસ્ટેજ રૂા ૦-૨-૦

૧૯૨૩ ના ત્રિમાસિકનું પૃષ્ટ ૮ વાચવા મારી ભલામણ છે. બીજા ઉપાય પણ તેમાં જણાવ્યા છે )

ચણાઃ—સવાદીઆ ચણા કહે છે તે આ જમીનથી પકવી શકાય. ક્યારી ની જમીનમાં ભાદરવા માસમા ચણા ઓરવા.

સુદીઉ—ઓગસ્ટ માસમા સામાન્ય રીતે સુદીઉ વવાય છે. પરંતુ ઓછા વરસાદે ક્યારી ભરાતી નથી ત્યારે તેવે પ્રસંગે ક્યારીની જમીનમા ભાદરવા સુદમા અગર શ્રાવણ વદીમાં સુદીઉં ઓરી દેવુ એ ફાયદાકારક છે જેને કુવાનુ સાધન આવી જમીનને લગતું હોય તેણે તથા જે જગાએ થોડી ઉડાઈએ પાણી નીકળી શકે તેમ છે તે જગાના લોકોએ કુવેતર પાક લેવા તૈયારી કરવી. આવી પડતર રહેલી ક્યારીની જમીનમા કુવાના સાધનવાળા એ ઘઉ ને શેરડીનો પાક લેવો એ વધારે ફાયદાકારક છે. (ઇત્યલમ્)

લેખક
આખુસિંહ નથ્થુસિંહજી સોલંકી,
આસિ. માસ્તર,
ટ્રેનીંગ સ્કુલ, ( ગોધરા )

## નાગરવેલના પાના.

નાગરવેલનુ વાવેતર બંગાળા તથા મદ્રાસ ઇલાકામા ઘણુ થાય છે. મુંબઈ ઇલાકમા પુના નાસિક, મારવાડ તથા વાવ્રુ જીલ્લામા આનુ વાવેતર કરવામા આવે છે હાલમા ગુજરાતના ઘણા ભાગમા આનુ વાવેતર થવા લાગ્યુ છે

પાનની ઘણી જાત થાય છે કેટલાક કાળાસપર લીલા હોય છે, તો કેટલાક પીળા લીલા હોય છે કેટલાક વધારે દિવસ ટકે છે તો કેટલાક થોડી મુદત રહી શકે છે કેટલાક તીખા હોય છે. તો કેટલાક સ્વાદમા મઝેદાર હોય છે. કેટલાક જાડા હોય છે તો કેટલાક પાતળા તથા નરમ હોય છે.

જમીન કાળી તથા ફળદ્રુપ પસંદ કરવી જોઇએ. આ વાવેતરને મસ પાણી જોઇએ છીએ માટે હમેશા પાણી મળી શકે એવી જમીન પસદ કરવી

જોઈએ. આ વાવેતર ઘણા વર્ષ સુધી રહે છે. માટે પાણી ઉપર ખાસ સગવડ રાખવી જોઈએ કે જેથી માઠા વર્ષમા આ વાવેતરપર ખર્ચ કરેલા નકામો જાય નહીં.

આ જાત ઘણી નાજુક છે ભેજવાળી હવા માફક આવે છે બહુ તાપ કે પવન એના શત્રુ છે. માટે સ્થાન પસંદ કરતી વખતે આ વિચાર કરવા જેવો છે. પાનવાડી સાથે ઝાડ રોપી છાંયો થાય તો તેમ કરવું ફાયદાકારક છે.

પાનવાડી કરવાનું કામ શિયાળામાં શરૂ કરવુ જોઈએ જમીન લગભગ ૧॥ ફુટ ઉંડી ખેડી નાખવી જોઈએ એ જમીનમાં ૧૦ ફુટ લાંબી અને ૫ ફુટ પહોળા ક્યારડા બનાવવા. એમા મિશ્ર ખાતર (ઊકરડા તથા રાખ) એક એકરે ૧૦૦ ગાડાના હિસાબે નાખવુ. ક્યારામા પાણી પાવા માટે નીકો બનાવવી. ક્યારાના પાણીની બાજુમાં અગથીઆના અગર એરંડી બી વાવવાં કે જેથી વાવવાના વેલને છાયા મળે તથા વેલા ચઢાવવા પણ ખપ આવે.

આષાઢ મહિનાની આખરમાં ૧॥ ફુટ લાંબી નાગરવેલની જોરદાર કલમો લાવી, તે જમીનમાં છ ઇંચ ઉંડી વાવેવી તથા એવી રીતે વાવવી કે તે આ બળ વાવેલા અગથીઆના ઝાડ ઉપર ચઢી શકે

**કલમ વાવવાનો સમય**—વરસાદ વરસતો હોય તે અથવા તો વાદળા થી અંધકારવાળા વાદળના વખતનો સમય.

દરેક ક્યારામાં ૧૬ કલમો વાવી શકાય છે જો વરસાદ ન હોય તો દરરોજ ૧ માસ સુધી પાણી આપવું એક માસમા કલમો ફુટી નીકળે છે પછી દર ત્રીજે દિવસે પાણી આપવુ

નિંદામણ પર ખાસ ધ્યાન રાખી દાતરડીથી કાઢી નાખવા ચુકવુ નહી

બીજા ચોમાસાની શરૂઆતમાં ઝાડ ઉપર ચઢાવેલા વેલા ઉતારી, છેડાના ૧॥ ફુટના પાન રહેવા દઇ બીજા પાન કાઢી લેવાં પછી છેવટનો ૧॥ ફુટ બાળો ભાગ રહેવા દઇ બીજા ભાગનો વીંટો વાળી જમીનમા દાટી દેવો. બાદ તે ઉપર નાતી માટી તથા રાખનુ ખાતર કરવુ. પછી વેલા જેમ વધે છે તેમ ૧ મહીને જુના પાન ઉતારવામા આવે છે. દર ચોમાસામા થડનો ભાગ જમીનમાં દાટી દેવો તથા ઉપર ખાતર કરવુ. આથી ઘણો ફાયદો થાય છે,

પાન ઉપર પળો થાય છે તે ખાસ કાઢી નાંખવી.

એક એકરમા ચારથી નવ હજાર કલમની જરૂર પડે છે. સારી પાનવાડીમાં તેવીસથી ચોવીસ લાખ પાન મળે છે.

પાનવાડ કરવામાં ઘણા મહેનત તથા કાળજી પુર્વક કામ કરનાર ખેડુત ની જરૂર છે. આ વાવેતર કરવાનો થોડી જમીનમાં ઘણો નફો મેળવાય. આ વાવેતરમાં સાપને રહેવુ ઘણુ ગમે છે. માટે હમેશ ચેતીને ચાલવું

આ વાવેતર પર જો ગુજરાતના ખેડુત વર્ગ જો ધ્યાન આપે તો તેમને માટે ઘણું ફાયદાકારક છે. અને ગુજરાતની જમીનમાં સારૂ વાવેતર કરી શકાય એમ છે. અસ્તુ

પુના. કૃષિ મહા વિદ્યાલય દ્વિતિય વર્ષ — લેખક, હરકિશનદાસ મંછારામ અગ્નિહોત્રી. શુક્લતીર્થ.

---

# હિંદની મરીની પેદાસ.

—*******—

મરી યુરોપમાં ઘણી ખપે છે અને હિંદુસ્તાનનો યુરોપની સાથે એનો વેપાર જુનો છે. આશરે પાચમા સૈકા સુધી હિંદુસ્તાનમા પશ્ચિમ કીનારાના વેપારીઓના હાથમા મરીનો વેપાર એક હથ્થુ હતો. તે પછી મલાયાથી કેટલેક માલ આવવાથી આ વેપાર નબળો પડી ગયો. હાલ નીકાશ મલબાર કિનારાની આશરે રૂ ૪૫૦૦૦૦૦ છે. દુનીઆમાં તેનો ખપ વધવાથી તેની પેદાશ વધારવાની છે.

કાકડીની વેલ સરખી મરીની વેલ થાય છે મલબાર ને ત્રાવણકોર તરફ તેની ઉત્પતિ ઘણી થાય છે તેમજ કારવારથી કેપ કામોરીન પર્યંત સુધી એની વધુ નિપજ થાય છે.

ભરપુર વર્ષાદ, ભોનાશવાળી જમીન અને ઉષ્ણ આબોહવા એવા ટાપુમા તેની ઉત્પત્તિ વિશેષ થાય છે જસોરનાં ઉતર ટાપુમાં (બંગાળા) કાંઇક થોડા પ્રમાણમાં તેનું વાવેતર થાય છે

મુંબઇ ઈલાકામાં સને ૧૯૦૪-૫ની સાલમાં ૧૭૩૬ એકર જમીનાઈ મરીની વાવણી કરાઇ હતી તેમજ ૧૯૦૫-૬ ની સાલમાં ૭૪૮૩ એકરમાં કરવામા આવી હતી ( કાનડામાં ઘણે ભાગે )

મદ્રાસ ઇલાખાના મરી પેદા કરતા સંબંધમા મલબાર, કોચીન, ત્રાવણકોરને મોટો ભાગ કુર્ગ તથા વિસાપુ ટાનડા મુખ્ય છે

વેલ રોપ્યાઈ ત્રણ વર્ષે પછી પેદાશ મળી શકે છે. આશરે મારા પ્રમાણ

મરીઓનાં ઝુમખાં પાક થાય છે એક સારી વેલમાંથી આસરે ૪ રતલ સુકા મરી નીકળે છે મુંબઇ ઇલાકામાં કાનડા પ્રદેશમાં એથી પણ વિશેષ નીકળે છે વેલ સાત વર્ષ પછી નકામી થાય છે. સફેદ મરી તઇયાર કરવા માટે વેલપરથી મરીના ઝુમખાં ચુટયા પછી તરતજ ૭ કે ૮ દીવસ સુધી પાણીમાં ભીંજવી રાખે છે. તે પછી મજુર લોકો ઉપરના છોતરા પગ વડે મસળીને કાઢી નાખે છે. ત્યાર પછી તેને તડકામા સુકવવામાં આવે છે. ને કાળા મરી કરવા એમને એમ સુકવે છે

અલ્લેપી અને તેલીચરી એવી મરીની બે જાતો છે, તેમાં તેલીચરીનો દાણો મોટો હોવાથી તેનો ભાવ વધારે આવે છે

૧૯૦૦ થી ૧૯૦૭ સુધીની નિકાશ આશરે ૧૨૦૦૦૦૦૦ રતલ ને કીમત રૂપીઆ ૪૧૨૫૦૦૦ ની પરદેશ થઇ હતી સને ૧૯૧૩-૧૪ થી સને ૧૯૧૮-૧૯ દરમીયાન થયેલી નીકાશ નીચે આપેલી છે. તે ઉપરથી વ્યાપારની વધઘટ આપણા ધ્યાનમાં આવશે

| સને | રતલ | રૂપીઆ |
|---|---|---|
| ૧૯૧૩-૧૪ | ૧૩૮૭૯૬૪ | ૪૩૫૯૦૦૦ |
| ૧૯૧૪-૧૫ | ૧૫૯૮૫૦૫૪ | ૪૬૩૮૦૦૦ |
| ૧૯૧૫-૧૬ | ૧૫૮૨૫૦૨૯ | ૪૬૨૪૫૦૦ |
| ૧૯૧૬-૧૭ | ૧૩૯૮૧૭૫૦ | ૬૧૮૦૦૦૦ |
| ૧૯૧૭-૧૮ | ૧૧૦૯૭૫૫૭ | ૫૧૯૦૦૦૦ |
| ૧૯૧૮-૧૯ | ૧૨૮૪૬૭૪૮ | ૬૧૩૫૦૦૦ |

નીચેના દેશોએ ૧૯૧૩-૧૪ માં નીચે પ્રમાણે ખરીદી કરી હતી.

| દેશ | રતલ | રૂપીઆ |
|---|---|---|
| જર્મની | ૩૧૧૦૫૨૧ | ૯૬૯૦૦૦ |
| ઇટલી | ૨૮૯૬૧૬૦ | ૯૨૦૦૦૦ |
| અમેરીકા | ૨૩૫૨૨૨૮ | ૬૯૦૦૦૦ |
| બ્રિટન | ૧૫૭૯૨૭૪ | ૪૮૬૦૦૦ |
| એશીઆઇ તુર્કસ્થાન | ૮૦૨૫૦૬ | ૨૯૫૫૦૦ |
| ફ્રાન્સ | ૫૫૮૧૫૬ | ૨૨૦૫૦૦ |
| ઇંગ્લાન | ૪૫૪૦૬૪ | ૧૬૨૦૦૦ |
| આસ્ટ્રીઆ, હંગેરી | | |
| અરબસ્થાન, મસ્કત, ઓમાન | ૩૩૦૪૦૦ | ૧૦૨૦૦૦ |
| રૂસીઆ | ૧૫૧૪૨૦ | ૭૨૦૦૦ |
| કેનેડા | ૧૫૬૮૦૦ | ૪૫૦૦૦ |

ઉપરથી જણાશે કે જર્મની મરી વીશેષ ખરીદે છે તે લીચરી જાતનાં મરી ને લીચરી, કાલીકટ, કાનાનોરને બંદરાવથી પરદેશ જાય છે ને કોચીન ત્રાવનકોર પ્રાંતમાંના મરી કોચીન, અલ્લેપી ને તુતીકોરીનથી પરદેશ જાય છે.

સને ૧૯૧૩ મા મદ્રાસ દેશથી ૧૨૦૬૫૭૮૬, મુંબાઈ દેશથી ૧૬૮૯૭૭૨, બંગાળા દેશથી ૧૨૩૭૩૪ ને બ્રહ્મ દેશમાંથી ૬૭૨૦ રતલ મરીની નીકાશ થઇ હતી

પશ્ચિમ કીનારા તરફથી થનારી નીકાશ સવા હંડ્રવેટની ગુણુથી થાય છે ને કલકત્તાની ૨૨૪ રતલની ગુણુથી થાય છે.

તેલીચરીમા હંડ્રવેટ ઉપર, કોચીનમા ૬૦૦ રતલની ખાંડી ને મુબઇમા મુબઇની ૨૧ મણની ખાંડીને કલકતામા મણ પર વેચાણ કીમત ગણાય છે

આ દેશની અંદર ઘણો ભોગ, વેપાર નહી માર્ગે, કીનારે ને રેલ્વેથી ચાલે છે. આયાતનું મુખ્ય બંદર કલકત્તા છે ૧૯૦૫-૬ સુધીના પાંચ વર્ષમા ૧૬૦ લાખ રતલની આયાત થઇ હતી. તેમાની લગભગ ૬૫ લાખની આવક મુબઇ ને કલકત્તા બંદરથી થઇ હતી આયાત મુખ્યત્વે સ્ટ્રેટ સેટલમેન્ટને સીલોનથી થાય છે ૧૯૧૬-૧૭ મા ૪૬૧૫૦૦૦ ને ૧૯૧૭-૧૮ મા ૩૬૫૦૦૦૦ રતલ ને ૧૯૧૮-૧૯ મા ૧૦૩૫૮૦૦ રતલ થઇ હતી તે ઉપરથી હવે આયાત ઘટી છે એમ જણાય છે તા૦ ૧૬-૬-૨૪.

( સાહિત્ય પૂર્તિ ઉપરથી )

મણીભાઈ શનાભાઈ પટેલ.
કણભા ખેતીવાડી શિક્ષક
( અમદાવાદ )

---

# પશુધન.

( ગયા અંકથી ચાલુ )

કુદરતી નિયમ એવો છે કે સારા માતપિતાની ઓલાદ પણ સારી હોય છે. એ ઓલાદ સારી હોયતોજ ધાર્યું કાર્ય કરી શકે છે આપણી ઢોરની પરિસ્થિતિ તપાસીશું તો માલમ પડશે કે દેશ એ બાબતમાં ઘણો પછાત છે અને તે તરફ બીલકુલ ધ્યાન અપાતુ નથી દાખલા તરીકે-કાંકરેજી ગાય

અને સાઢથી થએલી ઓલાદ શુધ્ધ કાંકરેજી હોઇ શકે, પણ કાંકરેજી ગાય અને માળવી સાઢની ઓલાદ હોય તો તે કાંકરેજીથી તદ્દન ઉતરતી હોય એ સ્વાભાવિક છે

સરકારના ખેતીવાડીખાતા તરફથી શુધ્ધ ઓલાદ રાખવા માટેનો એક સુરત ફાર્મનો દાખલો અને છારોડી કેટલ કેમ્પનો દાખલો લઇએ તો જણાશે કે એ બન્ને સ્થળે કાંકરેજીની શુધ્ધ ઓલાદ એકજ બીબામાં ઢાળી હોય તેવી દેખાય છે. અને તે સમયે ઓલાદ સુધારવાની કેટલી જરૂર છે. તેનું ભાન આપણને પ્રત્યક્ષ થાય છે. 'આપણા લોક એ બાબતમાં કંઇ કરતા નથી ને જોઇ દીલગીરી થાય' છે આનું મુખ્ય કારણ ઓલાદ સુધારવાના જ્ઞાનનો અભાવ છે તે છે પ્રજાએ જો સારી ઓલાદ કરવી હોય તો ગાયને માટે સારા સાંઢ અને ભેંસને માટે સારા પાડા રાખવાની જરૂર છે, અને ઓલાદ બગડે નહિ તે ધ્યાનમાં રાખવાની જરૂર છે. આ પ્રમાણે થોડાં વરસ પ્રયાસ કરવાથી ધીમે ધીમે હલકી ઓલાદ નાબુદ થઇ સારી અને મજબુત ઓલાદ થશે, અને અત્યારે જે કામ ચાર બળદ કરી શકે છે તે સારી ઓલાદના બેજ બળદથી થઇ શકશે. એથી લોકો સારો ફાયદો મેળવશે.

આપણા દેશમાં જે સમયે વિદ્યા કળાની સંપુર્ણતા હતી તે સમયે દેશની ખીલાત ઝીણી બાબત પર પણ ધ્યાન અપાયુંજ હતું તેથીજ ભારત વર્ષ જગતમા પુર્ણ કળાએ શોભતો હતો. પાશ્ચાત્ય દેશોને જે સમયે કંઇજ ભાન નહોતું અને અજ્ઞાનમા પડેલા હતા તે સમયે હિંદની સ્થિતિ દુનીઆના બીજા દેશો કરતાં અપુર્વ હતી. પરંતુ કુદરતના "ઉદય અને અસ્ત" ના અચળ નિયમને લીધે કે ભારત વર્ષના દુર્ભાગ્યે આપણું લક્ષ પશુધન પરથી ઓછુ થયુ અને પાશ્ચાત્ય દેશોએ તેમા વધારો કરવા માંડયો અને વિજળીની ઝડપે આગળ વધ્યા આજ પશુધનની બાબતમાં તો આપણે અજ્ઞાન સમુદ્રમાં ગોથા ખાઇએ છીએ એ જરા પણ ખોટુ નથી. આર્યાવર્તનું ગોધન હજારો અને લાખોની સખ્યામા પાશ્ચાત્ય દેશો પોતાને ત્યા લઇ જઇ તેના સંતાનો દ્વારા પોતાના દેશની દોલતમાં અધિક ગણો વધારો કરવા તત્પર થયા છે, અને તેમાં ફત્તેહમંદ થયા છે હજી પણ આ બાબતમાં વધુ ધ્યાન વેળાસર અપાય તો સારૂં.

હાલની આપણી દેશની સ્થિતિ અત્યંત કરૂણાજનક છે. બીજા જે જે દેશોએ તેમજ સરકારી ફાર્મોએ એમાં 'સુધારા કરવા પગલાં લીધા અને તે બધા ફત્તેહમંદ થયા. આપણે અજ્ઞાન નિદ્રામાંથી જાગૃત થઇ આપણા એ નાશ પામતા ધનનુ રક્ષણ કરવાની જરૂર છે.

દરેક ધર્મના આચાર્યો અને સરકાર બન્ને એ આ બાબતમાં સતત પ્રયાસ કરવાની જરૂર છે આચાર્યો જ્યારે જ્યારે ધર્મનો ઉપદેશ આપે તે સમયે પશુ સંરક્ષણ અને ગોપાલન પોતાના અનુયાયીઓને સમજાવી શકે, અને એ રીતે આચાર્યો દેશની અમુલ્ય સેવા કરી શકે.

રાજ્ય તરફથી શાળાઓમાં ખેતીની કેળવણી સાથે પશુ પાલનનું શિક્ષણ સ્થાપવામાં આવે, ગૌચર રાખવામાં આવે, ઓલાદ સારી સુધારનારને ઇનામો આપવામાં આવે, દૂધાળા ઢોરની કતલ અટકાવવામાં આવે. ટુંકમાં આ સબંધમાં જે જે ઉપાયો લેવા જોઇએ તે બધા લેવાયા આવે તો સંતોષ જનક પરિણામ આવે દેશી રાજાઓએ પણ પોતાની પ્રાચીન પદવીનું સ્મરણ કરી પોતાને મળેલો "ગૌબ્રાહ્મણ પ્રતિપાલ" નો ઇલકાબ સાર્થક કરવા પોતાથી બનતા પ્રયત્ને પશુધન રક્ષણ કરવું જોઇએ અને દિલીપ રાજાના ગોપાલનના ગુણને આદર્શ તરીકે પોતાની સામે હમેશ માટે રાખવો જોઈએ. પશુપાલનની દિશામાં તેઓ જે પ્રયાસ કરશે તો પ્રભુના અનંત આશિષ તેમની ઉપર ઉતરશે અત્યારે ભારત વર્ષમાં દિલીપના જેવા રાજાઓ આચાર્યો અને ગૃહસ્થો ઉત્પન્ન થાઓ, અને કનૈયાની એ કકળતી કામધેનુઓના કલ્પાંત નાદ સુણી તેની વારે ધાઈ પ્રભુના અનંત આશિષ મેળવો એવી નમ્ર અભ્યર્થના છે ઇત્યલમ.

B M. Purohit,
Assistant Master
Vernacular Agricultural School,
(Godhra)

---

## ફળાઉ ઝાડનો બગીચો, અને ફળ ઝાડનું વર્ણન.

(૧) જમરૂખી—જમરૂખીના રોપ તઇયાર કરીને તથા કલમ કરીને જમરૂખીનું ઝાડ તઇયાર કરાય છે.

એક ક્યારામાં છાણીઉં ખાતર નાખી બી છાંટી, હમેશાં પાણી છાંટવું. છોડ ઉગી નીકલ્યા બાદ હમેશાં પાણી પાવું આશરે વેંતેકના છોડ તઇયાર થએથી છોડ જુદા પાડવા, અને કુંડામાં રોપવા, આશરે એક માસ સુધી કુંડામાં રાખી, બગીચાવાળી જગોએ દર ૫.૭ ફુટને છેટે છેટે રોપ રોપવા.

બગીચાવાળા સિવાયના બીજા ખેડુતો પણ પોતાના કુવા ઉપર બે લીંબુડીઓ ઉછેરે તો સાધારણ કાળજીએ પણ સારી ઉપજ થઈ શકે છે લીંબુડીને મીઠાનુ તથા સુકા માછલાનુ ખાતર ઘણું ફાયદાકારક છે, માટે તે આપવુ ફાયદાકારક છે. લીંબુડીની ઉપજ ગામડામાંથી પણ સારી લઇ શકાય છે.

( ૪ ) કેળ—કેળના બગીચા તરફ હજી વધારે લક્ષ આપણે ' ત્યાં દેવાયું ' નથી, માટે તે તરફ ધ્યાન દેવું ફાયદાકારક છે જો કે ઘરના વાડામાં ત્યાં ઘણા માણસો કેળ ઉછેરે છે પરંતુ બગીચામાં બહોળા પ્રમાણના ઉછેર કરવામાં આવે તો ફાયદો ઘણો થાય. કેળ ઘણી જાતની થાય છે પણ આપણે ત્યાં થતા મોટાં કેળામાં છોડ ઉછેરવા ચોમાસે કેળના બચ્ચા ( નાના ફુટેલા રોપ ) ઘણા નીકળે છે તેમાંના આશરે બબ્બે હાથની ઉંચાઇના મૂળ સાથે જુદા પાડી લેવા જેમ જમીન પોચી વધારે, અને પુષ્કળ પાણી મળે એ તેમ છોડ જલદીથી મોટા થાય છે પહેલે વર્ષે ફહાચ વધારે શા ન મળે તો થોડા રોપવા તેમાંથી બેએક વર્ષમાં ઘણા રોપ કરી શકાશે ખાસ કેટલાક બગીચો ન કરવો હોય તો કુવા ઉપર ઢાળીઆ ( પાણીની નીક પાસે ) આશરે દશ દશ ફુટને છેટે રોપ રોપવા આથી પણ સારી ઉપજ લઇ શકાશે મહેનત થોડી અને ઉપજ વધારે, એ પ્રમાણે કેળના બગીચાથી ફાલ ઉતર્યે ઉપજ સારી થાય છે, પરંતુ જે જગાએ કેળાનુ વેચાણ સારૂં થઇ શકે તેમ ન હોય ત જગાના ખેડુતોએ કેળનો બગીચો કરવો જરૂરનો નથી. આના સબંધમાં " બગીચાવાળાઓને કેટલીક સામાન્ય સુચના " એ લેખ જાન્યુઆરી ૧૯૨૩ ના ત્રૈમાસીકના છપાએલો છે તે વાચવા ભલામણ છે કેળના બગીચાને દર આઠ દીવસે શીયાળામાં, અને દર છ છ દીવસે ઉનાળામાં પાણી પાવુ શહેર નજીકના કેળના બગીચાવાળાઓને ફાલ ઉતરી નકામી પડેલી કેળની પણ કીમત ઉપજે છે ( પાપડ વગેરે માટે પાણી કાઢવા કોઠા વેચાતી લે છે ) કથા પુજન માટે પાન પણ વેચાતા લઇ જાય છે આમ કેળનો બગીચો લાભદાયી છે. માટે બગીચાવાળાઓએ કેળના બગીચા તરફ લક્ષ દેવુ ફળદાયક છે.

લેખકઃ—માધુસિંહ નથુસિંહજી સોલંકી.
આસી૦ માસ્તર, મોડેલ સ્કુલ,
ગોધરા.

# મુળા મોગરીનું વાવેતર

—*******—

લેખક:—પટેલ નાથાલાલ ડાહ્યાભાઈ
મુકામ કોચરબ પાળડી

એક એકર જમીન ઉનાળામા પડતર મુકી તેને ચાર અગર પાચ ઉંડી ખેડ કરવી જોઇએ પછી તેને એક એકરે ૨૦ ગાડા છાણીઉ ખાતર નાખી અશાડ માસમા તેને ત્રણ ખેડ કરવી જોઇએ પછી શ્રાવણ માસ બેસતા તેમા કયારા બાધતી વખતે ૩ શેર બી મુળાનુ પોંખી કયારા કરવા જોઇએ તેની અંદર ગાળામા સાડ મદ્રાસનુ મોગરીનુ બીજ દોઢ ફુટને અંતરે કોદાળીના નીશાનથી દરેક થાણામા ચાર અગર પાચ બી રોપવા જોઇએ દર એકરે શેર ૧॥ (દોઢ) મોગરીનુ બીજ રોપવા માટે જોઇએ તે રોપી વરસાદ હોય તો પાવાની જરૂર હોતી નથી નહી તો કોશ જોડી તેને પાણી પાવું જોઇએ વરસાદ ના હોય તો ચાર પાણ પછી એટલે દોઢ મહીનો થાય એટલે મુળા તઇયાર થાય તેની આવક અમદાવાદની નજીકમા એક એકર સામટુ વેપારીને આપવાથી રૂા ૮૦ થી ૧૨૫ સુધી ઉપજે છે તે મુળા દીવસ આઠની અંદર ખેંચી લઇ તે કયારા નીંદાવી નાખવા જોઇએ પછી મોગરીના થાણાની અંદર અંદર એરન ખાત થાણા દીઠ એક શેર મુકી તેને ચુનાની માફક ઓઢવા નાખી પંદર દીવસે હમેશા પાણી આપવુ જોઇએ તે મોગરીની આવક એકરની રૂા. ૪૦૦ થી ૫૦૦ સુધીની થાય છે કુલ મલી આવક રૂા ૪૮૦ થી ૬૨૫ સુધીની થાય છે મોગરી રોપવાની જમીન સારામા સારી બાહાની તથા ઠોનવાળી (કોટડાની) જમીનમા સારા થાય છે તેને પાણી કુવાનું ભોભરુ જોઇએ

## જાણવા જોગ બાબતો

**ખેડુતોના પાયમાલીના કારણ**—આપણા હીંદુસ્તાન દેશમા ખેડુત વર્ગ ઘણો પછાત છે બ્રાહ્મણના ખોટા ડાળને દેખી હાજી હા કરેજ જાય છે પરંતુ નામદાર સરકારના ખેતીવાડીના ફારમના એગ્રીકલચર અમલદાર સાહેબો ગામે ગામ ફરીને ખેતીની સારામા સારી ઢબ અગર જુવાર બાજરીમા થતો આગીઆનો રોગ ફુગદ્રપ છોડના રોગો વિગેરે સમજાવે છે તો સાંભળતા નથી અને કહે છે કે અમે તો અસલથી ખેડુત છીએ અને તે સર્વે જાણીએ છીએ એવી ખોટી બડાઇઓ પાયા વિનાની કરે છે અને કેટલાક તો માવાગત

પણ નથી. દરેક ખેડુને પોતાના જનાવર ઉપર હેતે તપાસ રાખવી જોઇએ અને તેની માવજત કરવી જોઇએ ખેતી ઉપર પુરતી દેખરેખ રાખવી જોઇએ ઢોરના રોગ ઓળખી તેના ચાલતા ઇલાજ કરવા જોઇએ. આળસ રાખવી જોઇએ નહિ અને જેઓ આળસ રાખે તે પાયમાલીનું જ કારણ

**કપાસથી પાયમાલી**—હાલમાં કપાસનો ભાવ ઘણો સજ્જડ આવેછે તેથી ખેડુતો અગર બીજાઓ પણ કપાસ હિસાબ વિના રોપતા થઇ ગયા છે. તેથી રૂપીઆ દેખે પરંતુ હિંદુસ્થાનના જીવોનું જીવન ચાલ્યું જાય છે કપાસ ઘણો વાવવાથી ઢોરોને વાસતે જુવાર, બાજરી, કઠોળ, વિગેરે કડબ ઘણાંજ ઓછા પ્રમાણમા વવાય છે તેથી પોતાના ઢોરો (પોતાનું જેનાપર જીવન છે તે) ને પુરતું ઘાસ ખાવા મળતું નથી અને ઘણા કસાઇ ખેડુત દુબળા બળદને ખુબ મારમારી તેની પાસે પુરતું કામ લેવા જાયછે તેથી ઢોરોની બાછત ને અગત મોંઘવારી ચાલે છે. વેપારી વર્ગ પણ કપાસ રોપતા થઇ જવાથી મોટાં ચીડો તથા ઝાડીઓ, ખરાબાઓ, જંગલો તોડી નાખી ખેતરો બનાવી ખેતી કરે છે. દેશમા ઝાડની ઘણી અછતથી વરસાદ પણ ઘણો ઓછો પડે છે (દુકાળ પડે છે) માટે કપાસનું વાવેતર ઓછું નહી થાય તો પાયમાલીજ છે.

## ટ્રેક્ટર સંબંધી માહિતી.

લેખકઃ—પરાગજી રણછોડજી દેસાઇ.
ખેતીવાડી ઓવરશીઅર—અમદાવાદ.

અમદાવાદ જીલ્લામા મોટર પાવરથી ચાલતા હળ એકાએક જમા થયાં લાગતાં મોટા ખેડુતો ખરીદ કર્યા છે (૧) રા૦ રમણલાલ ગજ્જરને ત્યાં ૧૦—૨૦ પાવરનું ફોર્ડસન મેકરનું બે ચાસડાનાનું છે તેમજ રા૦ કેશવલાલ છગનભાઇને ત્યાં મેકાર્મીક મેકરનું ૧૫-૩૦ પાવરનું ત્રણ ચાસડાનાનું છે આ સાલ એ ગામની આસપાસમા વરસાદ ચગ્યો અને ત્યાર બાદ સામાન્ય સારો વરસાદ લગભગ બે માસે થયો એટલે આ હળથી ખેડવાનું સુગમ પડ્યું ફોર્ડસન હળથી શહીજપુર ને નારોલ ગામમા જમીન ખેડી છે મેકાર્મીક ટ્રેક્ટર કઇક સારૂ કામ કરતું જણાયું છે આ હળથી પીપલજ, સાબરમતી સ્ટેશન નજીક તેમજ કોબા ગામની જમીનમા આશરે ૪૦૦ એકર પર ખેડ થઇ છે ને કરાર ૭૫ દીવસ કામ કરવામા આવ્યું હતું જમીનની જાત પ્રમાણે ૬ થી ૭॥ ઇંચની ઉંડાઇએ ખેડ કર્યું હતું. એ હળ ચતરી બનાવવા માટે મેકમેથ વ્યપર્મની કંપનીએ પોતાને ત્યાંનો એક ફીટર ૪૫ દીવસ મફત મોકલી આપ્યો હતો (આ ફીટર માસિક

# પંચમહાલ જીલ્લાની ખેતીમાં સુધારાનો અવકાશ.

(૧) કપાસ—હાલોલ, કાલોલ અને ગોધરા તાલુકાના પશ્ચિમ ભાગમાં કપાસનું વાવેતર થાય છે પણ તે રીતસર કરવામા આવતું નથી. ઘણા ગામોમાં વાવેતર બહુ નજીક હોય છે વળી એકના એકજ ખેતરમાં દર વરસે કપાસનો પાક લેવામાં આવે છે, અને તેમાં ડાગર પણ ઓરાય છે વળી છોડ ગાળી નાખવાનો રિવાજ નથી એટલે પાક ઓછો ઉતરે એ સ્વભાવીક છે અને તેમાં મુળ ખાઉ જેવા રોગ થાય એમાં નવાઇ નથી. કેટલાક લોક જુના છોડ કાપી નાંખી ફુટવા દે છે આવી રીતથી કદાચ સારા સંજોગોમા એકાદ આસામીને ફાયદો થતો હોય તોપણ તેવું વાવેતર ઇચ્છવા જોગ નથી માટે હમેશાં કપાસનું વાવેતર નવેસરથીજ કરવુ જોઇએ. કપાસની આગલી સાલે જુવાર, બાજરી મગફળી અગર તેવો બીજો પાક લીધો હોય તો કપાસ સારો થાય અને મુળ ખાઉ જેવો રોગ પણ ઓછો લાગે. વળી ઓરાણ થયા બાદ કપાસ ચાસે પડે ત્યારે થોડા થોડા અંતરે વધારાના છોડ ગાળી નાંખી આછો કરવો જોઇએ જેથી જમીનનો કસ ઓછો ચુસાય અને પાણીની ટોચ પણ લાગે નહી. કપાસ કરવાની સારી રીત બે કરબને ગાળે ઓરી ડાંગરનો ઇલાયેદો ચાસ વચગાળે કાઢવાની છે. અને ગોરાટ જમીનમાં ડાગરને બદલે લાલ ફોતરાવાળી નાની જાપાનીસ મગફળી કરવી જોઇએ, વળી જ્યાં જ્યાં ખાતરની અછત હોય ત્યા દીવેલીના ખોલનો બારીક ભુકો કરી કપાસીઆ સાથે ઓરવાથી પાકને ઘણો ફાયદો થાય કપાસનુ બી ઘણુ ભેળસેળવાળું ઓરાય છે તેના તરફ ખેડુતોએ કાળજી આપવાની ઘણીજ જરૂર છે હરેક ખેડુત પોતાના ખેતરમાંથી સારાં ફાટેલાં કાલા જુદા વીણી તેને બી પુરતા પ્રમાણમા જુદા પીલાવી અગર હાથના ચરખાથી ઘેર પીલી સાંરૂ બી ઓરવામા આવે તો પાકમાં વધારો થાય અને માલ પણ ઉંચી જાતનો ઉતરે અને ભાવ સારો મળે હાથે ઘેર નહી પીલતા દરેક ગામના જુદો વીણેલો કપાસ ગામવાર અગર ફળીઆવાર એકઠો કરી જીનમા જુદો પીલાવી બાકે પડતું બી વહેચી લેવામાં આવે તો ઘણુ થાય તેમ છે તેવીજ રીતે એક હલકુ માલ એકી વખતે જુદા જુદા વેપારીઓને એકઠા કરી આપવામાં આવે તો હરીફાઇ વધે અને ભાવમા વધારો મળે

(૨) જુવાર—આ પાકમા આગળ અગર અંગારીઆનો રોગ થાય છે તેને અટકાવવા માટે સારામાં સારો ઉપાય મોરથુથાના પાણીમા બી પલાળી ને ઓરવાનો છે. દવાની કીમત એક પડીકાની ફક્ત એકજ આનો જેમાં

અડધો મણ જુવારનુ બી આશરે છ શેર પાણીમા બે ત્રણ કલાક ખુડાડી શકાય વાસણ ત્રાંબા પીતળનુ હોવુ જોઇએ નહિ બી પલાળી રહ્યાબાદ છાયડે પોલુ કરી મુકવી દેવુ અને વધારાનુ પાણી ઢોળી નાખવુ એક વીઘે એક પૈસા જેટલી નજીવી કીમત હોવા છતા તેટલો ઉપાય અજમાવવામા લોક આળસુ રહે અગર બેકાળજી રાખે એ ખેતી પદ્ધતિ નહિ શિઆળુ જુવાર કરતાં પહેલા વરસાદ પડયા પછી તુરત એક વીઘે પોણો મણથી એક મણ સણ ભી ઓરી તેના છોડ શ્રાવણ માસમા ખેડી નાખી લીલુ ખાતર કરવામા આવેતો જમીનનો કસ ઘણો વધે અને શિઆળુ જુવાર તેમજ ત્યારપછીના વરસમા કપાસના પાકનો પણ લાભ થાય

( ૩ ) મગફળી—બીજા તુલના પ્રમાણમા મગફળીનું વાવેતર હાલોલ, ગોધરા અને દાહોદ, ઝાલોદમા ઓછુ છે ના વાસા ફેરી તુલની દ્રષ્ટીએ તથા કાતરા, હીમ અને ઓછા વરસાદથી પણ થાય તેવો બીજો એકે પાક મગફળી ને તાલ આવે તેમ નથી. વળી તેનુ ગોતર ઢોરને સારૂ માફક આવે છે માટે ગોરાડુ જમીનમા જયા બને ત્યા મગફળીના પાક શરૂ કરવો જોઇએ

( ૪ ) ડાંગર—જે જે ગામોએ કયારી જમીનમા ડાગર રોપાય છે ત્યા થોડુ ઘરૂ અગર તરૂ કુવેતરથી મહીના અગાઉ ઉછેરવા તજવીજ કરવી જેથી વરસાદ આવ્યા બાદ તુરત રોપી શકાય તો ઓછા વરસાદે પણ આગોતરી ડાગર પાકે અને થોડાક ભાગની કયારીમા વરસાદ આવે કે તુરત બટી ઓરી શ્રાવણ માસમા પુરતુ પાણી થયા બાદ વાગી નાખી ડાગર રોપી દેવી અને ઓછો વરસાદ હોયતો બટીનો પાક લેવો આમ કરવાથી ખેડુતોની મુશીબત ઓછી થવાનો સભવ છે.

( ૫ ) ઘઉં—જયા વાણીઆ ઘઉં ઓરવાનો રિવાજ છે ત્યાં પાકમા ગેરૂનો રોગ આવે છે માટે તેનાથી નુકસાન ઓછુ થાય અને સારી જાતને લઇને ભાવ વધારે મળે અને માલ તેટલોજ ઉતરે એવા ઘઉં પુસાચારના નામથી ઓળખાતો એટલે ખોડીઆ જાતના છે તેનું બી દાહોદ ગુવાલીઆ ફાર્મ ઉપરથી મળી શકશે માટે વાણીઆને બદલે ખોડીઆ બને ત્યા કરવા પેરવી કરવી.

( ૬ ) ખાતર—દરેક ગામે છાણનુ ખાતર બીન કરકારીથી ઉકરડામાં નખાય છે માટે તે સારૂ કહેવાય અને તેમાં ગુતર, રાઠા, કચરૂ વિગેરે ઉમેરાય તો ખાતરની ખોટ ઓછી લાગે તેમજ સારુ કહેવાયાથી ઉધાઇનો ઉપદ્રવ પણ ઓછો નડે, વળી છાણનુ ખાતર એક સામટુ નહિ નાખતા થોડે આતરે આછુ આછુ પુરતુ જોઇએ જેથી ઓછા વરસાદમાં તુલ બળી જવાનો સભવ રહે નહિ

(૭) નિરણ—દુકાળના વરસમાં કેટલા થોડા ઘાસથી આપણે જાનવર નિભાવીએ છીએ એ સૌ જાણીએ છે. સારા વરસમાં જેવા ઉતરતું કેટલું બધું ઘાસ હોય છે છતાં ચારાની તાણ પડે છે એનું કારણ એટલું જ કે આપણે મોટે ભાગે ઘણી ગુશરેલી દૂર થાય એકી વખતે એક આખું ઘાસ, કડબ વિગેરે નીરીએ તો જાનવર ઉપર ઉગેલું ખાઈ બાકીનું પગતળે કાઢી છાણ મુતરથી બગાડે એમાં નવાઈ નથી, માટે તેવો બગાડ થાય નહિ તે સારૂ જાનવર બાંધવાના ખીલા આગળ ગમાણ માટીથી ચણી જાનવરના ગળાથી સહેજ નીચી રાખી, અંદરથી ઉંડી કરવામાં આવે તો ઘણો બગાડ ઓછો થાય. વળી લાંબા પુળા હોય તો તેને કુહાડીથી કાપી અને જાડા દાંડા હોય તો તેના બારીક કટકા કરી નાખવામાં આવે તો બગાડ ઘણો ઓછો પડે સિવાય એકી એક ચીજ આખો દિવસ નિરીએ તો બગાડ વધારે થાય માટે વારા ફરતી નિરણ પુરવું. જોઈએ ઘઉંના કુંવળ અથવા તો ભુસાને (ભૈલાને) મગફળીના ગોતર અથવા તો ચણાના ખારીઆ સાથે ભેળવી મુકવામાં આવે તો બગાડ ઓછો થાય અને જાનવર સ્વાદે ખાય

(૮) દાહોદ, ઝાલોદ અને ગોધરાના પુર્વ ભાગમાં ખેડવાનું ઓરવાનું અને ત્યાર પછીની ખેડ કરવાનું કામ ફક્ત એકજ હથીઆર એટલે કે હળથીજ કરવામાં આવે છે એટલે ચાસ બહુ નજીક પડે છે અને વચની ખેડ નહી થવાથી કચરૂ વધી જઈ તુલને ખાઈ જાય છે માટે મકાઈ, ઘઉં, તલ વીગેરેને ફડકાથી ઓરવા એટલે વચલા ગાળામાં કરબડી ફરી શકે, કચરૂ ઓછુ થાય, પાણીની ટોચ લાગે નહી અને પાક સારો ઉતરે આવી રીતથી ઓરવામાં એક દીવસમાં વધુ જમીન વવાય. આ ગાળામાં સારે વરસે બે પાક થાય છે અને વણીઆમ અથવા શીઆળુ પાક લીધા પછી જમીન વરસાદ પડતા સુધી એમને એમ પડી રહે છે માટે તેમ નહીં થવા દેતા ઉનાળામાં કરબ મારી અને બને ત્યાં હળ ફેરવી જમીન તપવવી જોઈએ. પાક લીધા પછીની તુરતની ખેડ ખાતરની ગરજ સારે છે. તેથી જમીન ચોખી રહે છે અને પડતા વરસાદનું બધું પાણી અંદર સમાઈ જાય છે જ્યારે ખેડયા વીનાની જમીનમાથી વરસાદનુ પાણી બહાર વહી જાય છે

(૯) આ જીલ્લામાં કાતરાનો ઉપદ્રવ બહુજ નડે છે અને કેટલીક વખત તો વાવેતર ફરી કરવાં પડે છે. કાતરાની ઉત્પત્તી ઇંડાંમાંથી થાય છે અને તે ઈંડા વરસાદ થયા પછી આઠવાડીઆની અંદર જમીનમાંથી પીળી ફુદીઓ નીકળે છે તે મુકે છે. માટે વરસાદ થતાં પહેલાં અને અખાત્રીજ પછી ખેતરના શેઢા બાળવા જોઈએ જેને સઢ કરવા કહે છે. આમ કરવાથી

કેટર્પીલર કુદીઓ અંદરને અંદર બળી જશે. પાક લીધા પછીની ખેડથી પણ કેટલાક જીવ ઉઘાડા પડી જવાથી ઓછા થશે વળી વરસાદ થયા પછી દરેક ખેતરમા ફાનસ સળગાવી નિચે માટીની છાલર અગર તાંસળી પાણીથી ભરી મકવી અને અંદર થોડુ ઘાસતેલ પણ રેડવુ, એટલે દીવાના અજવાળાથી કુદીઓ તરફ આવસે અને અંતેમને પાણીની અંદર પડી મરી જશે આવી રીતે જયા સુધી કુદીઓ આવતી અટકે ત્યા સુધી દરરોજ રાત્રે ફાનસ મુકયા કરવું જયાં ફાનસ મુકવાનું ન બને ત્યાં રાત્રે ઘાસનું અગર એગારનું તાપણું કરવુ જેથી કુદીનો નાશ થાય આમ કરતાં છતા જો કાતરાનો થોડો ઘણો ઉપદ્રવ દેખાય તો ખેતરની આગળ પાછળ થોરીઆનાં પાન મુકવાં અને તેના ઉપર દવા નાખવી એટલે તે પાનની આશે આવતા કાતરા અગર જીવ મરી જશે. ખેતરની અંદર જે પાક કર્યો હોય તેના ઉપર પણ દવા છાંટવી આ દવા માટે દરેક જીલ્લાના ખેતીવાડી ઓવરશીઅરને લખવુ.

Godhra. }
23rd August 1924. }

G. P. Pathak,
District Agricultural
Overseer P. mahals

---

# કાઠીયાવાડના રાજકોટ સંસ્થાનમાં ખેતીવાડીની ખીલવણી.

—****** —

સંસ્થાન રાજકોટનો વીસ્તાર ૨૮૨ ચોરસ માઈલનો છે રાજકોટ તળપદ શહેર અને બીજા ૬૩ ગામડા મળી કુલ ગામ ૬૪ છે સંસ્થાનમાં ૪ મહાલ છે રાજકોટ તળપદ મહાલ, રાજકોટ મહાલ, સરધાર મહાલ અને કુવાડવા મહાલ રાજકોટ તળપદ શહેરમાં લગભગ ૩૫૦ ખાતા ખેડુતોના છે અને જુદી જુદી જગ્યાએ ૯ ખલાવાડ થાય છે. રાજકોટ મહાલમા રાજકોટની આજુબાજુના ૨૨ ગામ છે. સરધાર મહાલમાં ૨૪ ગામ છે. અને કુવાડવા મહાલમા ૧૭ ગામ છે.

દરેક ત્રણ મહાલમાં એક વહીવટદાર રહે છે. જે મહાલની ઓફીસનું કામકાજ અને ખલા ભરવાનું કામકાજ કરે છે. વહીવટદારને બહાર ગામડે જવાનું હોતુજ નથી. ફકત ખલાં ભરતી વખતે જવું પડે છે. તે ઉપરાંત દરેક મહાલમાં એક મામલતદાર તથા એક એગ્રીકલચરલ ઇન્સ્પેકટર નીમવામાં

આવેલ છે. મામલતદારને મહાલની ઓફીસનુ કામ થોડુ હોય છે પણ તેઓ એ પોતાના મહાલના ગામડાઓમા ફરતા રહી ખેડુતની સ્થિતિ આમાહ કરવાનુ કામ છે.

એગ્રીકલચરલ ઇન્સ્પેકટરો પણ પોતાના મહાલના ગામડાઓમાં ફરતા રહી દરેક ગામના દરેક ખેડુતના ખેતર વાડીઓ તપાસી ખેડ અને વાવેતર બાબત ખેડુતો ને સલાહ આપતા રહેવાનું છે. અને ખેતી સુધારવાનુ કામ પણ તેમણે કરવાનુ છે. તે ઉપરાંત સંસ્થાનના એગ્રીકલચરલ એડવાઈઝરની દેખરેખ નીચે ગામડાઓમા ખેતીના અખતરા ચલાવવાનુ કામ હોય છે.

નામદાર હજુર ઓફીસ ઓરડર નં ૨૬૨ તા. ૭-૩-૧૯૨૪ થી ખેતી વાડી ઇન્સ્પેકટરોએ શું શું કામ કરવાનું છે તેનો સાર આ નીચે લખી જણાવું છુ.

(૧) ઉંડી ખેડ સંબધી—જે પાકને ઉંડી ખેડની જરૂર છે તેને માટે જમીન કીરલોસ્કર હળથી ઉંડી ખેડાવવી (સ. રાજકોટમા ૬૦૦ હળ કીરલોસ્કર ન ૧૧ ના સંને ૧૯૨૨મા ખરીદ કરી ખેડુતોને તે હળો વાપરવા માટે મફત આપેલા છે.

(૨) જેમ બને તેમ હળ ખેડ શીયાળામાંજ કરાવી લેવી.

(૩) છાણીયા ખાતરની જાળવણુ—છાણીયા ખાતરને સાચવવાની આમકાની રીતના ગેરફાયદા ખેડુતો ને સમજાવવા અને સુધરેલી રીત મુજબ ખાતરનો ખાડો કરાવી તમા ખાતર નાંખી ખાતર સાચવવા ખેડુતોને સુચના આપવી અને જાનવરનુ મુત્ર નકામુ ચાલ્યું ન જાય તે માટે તેને કેમ સાચવવુ તે પણ સમજાવવુ.

(૪) જાનવરના છાણના છાણા પોતાને જરૂર પુરતાં કરી બાકીના છાણ નો ઉપયોગ ખાતર તરીકે કરવો. છાણના છાણાં બનાવી શહેરોમા વેચવા નહિ તેવી સમજુતી આપવી.

(૫) ખાતરની વંપરાસ—પીત વગરની બારીત જમીનમાં પણ થોડું થોડું ખાતર નખાવતા રહેવુ

(૬) રાબનુ લીલું ખાતર, મળમુત્રનુ ખાતર, એમોનીયમ સલ્ફેટ, ખોળ નુ ખાતર, હાડકાના ભુકાનું ખાતર વીગેરેની વંપરાસ સમજાવવી.

(૭) બીની પસંદગી—દરેક ગામના દરેક ખેડુતોનાં બી તપાસવા અને જે ખેડુત પાસે ખરાબ બી હોય તેને ગામના બીજા ખેડુતોની પાસેથી અગર વેપારી પાસેથી સારૂ બી અપાવવાનો બંદોબસ્ત કરવો. (સારા નરસાં બીજના તફાવતનો નમુનો ખર્ચ સ્ટેટ તરફથી આપવામા આવે છે)

(૮) પોતાના ખેતરમાંથી ખાતા ભાગ ત્યારે માસ ભી જુદા કાઢી આવતી મોસમ સુધી મફતી ગણવા

(૯) ઓજારો વિષે—ચોમાસા પહેલા દરેક ખેડુના દરેક ઓજારો તપાસવા અને રીપેર કરાવી લેવાની સુચના આપવી તેમા કાઇ ખોડ ખામી હોય તો તેઓને બતાવવી ખાસ કરીને વાવણીના સાધનો તઇયાર રખાવવા જોઇએ

(૧૦) સુધરેલા ઓજારોનો ઉપયોગ બતાવી સમજાવવો.

(૧૧) વાવણી—વાવણી હુશીયાર માણસો પાસે કરાવવી અને વાવવાની રીતમા કાઇ ખામી હોય તો તે બતાવવી વાવેલામા કાઇ ખાલા હોય તો તે પુરાવી લેવા સુચના આપવી

(૧૨) ગોડવું—દરેક પાકને નીંદામણ કઢાવી સાફ કરાવવા અને હર વખત ગોડાવવા

(૧૩) અખતરા—દરેક પાકમા વધારે પેદાશ કેમ આવે તેવા અખતરા આ એગ્રીકલ્ચરલ એડવાઇઝરની સુચના મુજબ કરાવવા

(૧૪) શાક બકાલાની નવી જાતો વપરાવવી અજમાયશ કરાવવી.

(૧૫) નવા પાક કોઇ જમીનમા થઇ શકશે કે કેમ તેની તપાસ રાખવી

(૧૬) જીવજંતુ તથા રોગ અટકાવવા બાબત—મોલમા જીવજંતુ અને કોઇ રોગ થાય તેને અટકાવવા અગર નાશ કરવા બનતા ઉપાય કામે લેવા દવા અને સ્પ્રેયરોનો જથ્થો સ્ટોરમા રાખવામા આવેલ છે

(૧૭) જુવારનો અંગારીયો રોગ અટકાવવા મોરથુથુનો ઉપયોગ ખેડુતો પાસે કરાવવો (મોરથુથુ સ્ટોર તરફથી મફત આપવામા આવેલ છે)

(૧૮) જાનવરોના રોગનાં ઉપાયો—જાનવરોના કોઇ નાના રોગ થયા હોયતો તે મટાડવાને મદદ કરવી ચેપી રોગ નીકળે તો વેટરનરી સરજન સાહેબ ને રીપોર્ટ કરી મદદ માટે બોલાવવા

(૧૯) પરચુરણ—ગામડાની સ્કુલોમા ખેતીવાડીનું શીક્ષણ વાસ્તવીક રીતે અપાય છે કે નહિ, તેની તપાસ રાખવી

(૨૦) કોઓપરેટીવ ક્રેડીટ સોસાઇટીઓ સ્થાપવા પ્રયત્ન કરવો

(૨૧) ખરાબ જમીનનો ઉપયોગ—કોઇ ગામે ખરાબો જમીન હોય તો તેનો સદ ઉપયોગ કેવી રીતે કરવો તે બતાવવું

(૨૨) ફળ ઝાડના વાવેતર—દરેક ગામે ફળ ઝાડ વવરાવવા પ્રયત્ન કરવો

(૨૩) જાનવરોની ઓલાદ સુધારવાને—દરેક ગામે સારો ધણખુંટ રખાવવા તપાસ રાખવી

(૨૪) ચારોનો સંગ્રહ—દરેક ખેડુત પાસે પુરતો ચારાનો સંગ્રહ છે કે કેમ તે બાબત તપાસ રાખવી.

(૨૫) શેલાં ધોવાણ અટકાવવા બાબત—ખેતરોમાં શેલા, ધોવાણ પડતા હોય ત્યાં નાના પાળા બંધાવી લેવા ખેડુતોને સુચના આપવી

(૨૬) કુવા બાબત—જુના કુવામાંથી ગાળ કાઢી ઉંડા ગાળવા અને નવા કુવા કરી પીત વધારવા ખેડુતોને સુચના આપવી

(૨૭) પાણીના જથ્થાનો ઉપયોગ—કોઈ પણ ગામે પાણીનો જથ્થો મોટા પ્રમાણમાં રહેતો હોયતો તેવા પાણીનો કેવી રીતે સદ ઉપયોગ કરવો તેનો રીપોર્ટ કરવો.

હાલના ચારે એગ્રી૦ ઇન્સ્પેકટરો તથા એગ્રી૦ એડવાઇઝર પુનાની ખેતીવાડી કોલેજના ગ્રેજ્યુએટ છે. બધા એગ્રી૦ ઇન્સ્પેકટરોને હોર્સ એલાવન્સ પણ આપવામાં આવ્યું છે. એટલે તેઓ પોતાનો ઘોડો રાખી શકે અને સીમમાં ફરવાની સગવડ થાય

એગ્રીકલચરલ એડવાઇઝર રાજકોટના પેટાફે ર્ફાર્મ ઉપર જમીન સુધારવાના અને જુદા જુદાં પાકની પેદાશ વધારવાના અખતરાઓની દેખરેખ રાખે છે અને મહાલોમાં એગ્રી. ઇન્સ્પેકટરોની કામગીરી નપાસે છે.

બ્રીટીશ ગવરમેંટના મુબઇ ઇલાકાના બધા જીલ્લામાં ફક્ત એકેક એગ્રીકલચરલ ઓવરશીયર રહે છે અને તેને આખા જીલ્લાના લગભગ ૩૦૦ અગર વધારે ગામડામા ફરીને ખેતીવાડી સુધારા બાબતની તપાસ રાખવી પડે છે.

રાજકોટ સંસ્થાનમા દરેક એગ્રી ઇન્સ્પેકટરને ફકત વીશેક ગામના ખેડુતોની તેની જમીન તથા જમીનની ખેડ અને ખેતીની સ્થિતિની દેખરેખ રાખવાની છે. એથી કરીને તેઓ ટુંક મુદતમાં પોતાના ગામડાઓની દરેક બાબતની સ્થિતિ સંભાળપૂર્વક તપાસી શકશે. અને લોકોમાં પોતાનો વિશ્વાસ બેસાડી શકશે.

કાઠીયાવાડના ખેડુતો ખેતીમા ઘણાજ પછાત છે અને તેઓમાં નીચેની ખામીઓ માલુમ પડે છે.

(૧) લગભગ બધા અભણ છે એટલે લખી કે વાચી શકતા નથી.

(૨) હાલની ખેતીમા સુધારો થઈ શકે તે વાતને તેઓ બીલકુલ માનતા નથી અને પોતાની ખેતી અને ખેતીની રીત બહુજ સારી છે, એવી માન્યતાને પકડી રાખે છે.

(૩) ખેતીમાં કોઈ નાના પ્રમાણમાં પ્રયોગ કરવાને તેઓ આગળ પડતા નથી અગર ઉત્સુક થતા નથી

તેઓમા એક સારો ગુણ એ છે કે તેઓ જાન મહેનતથી કટાળતા નથી તેઓ આળસુ નથી અમુક રીતથી ખેતીની પેદાશમા વધારો થાય છે. તેવી રીત નજરે જુએ અને ત્એોની ખત્રી થાય છે. એટલે તેઓ ગાડરીયા પ્રવાહની માફક એકી સાથે નવી રીત ગ્રહણ થાય છે

• એગ્રીકલચરલ ઇન્સ્પેકટરો પોતાની ઉપર બતાવેલી કામગીરી ઉપરાત પોતાના ગામોના ખેડુતોને ગુજરાત અને બીજા દેશોની ખેતીની હકીકત કહેશે અને સંભળાવશે અને કેટલાક અખતરા તેઓની નજરે તેઓનાજ ખેતરોમા કરી બતાવશે એથી કરીને લોકોનો અજ્ઞાન દુર કરવાનો છે અને આખરે પોતાના કાર્યથી પોતાના મહાલના ખેડુતોની અને ખેતીની સ્થિતિમા કેટલો સુધારો કર્યો અને તેનાથી રાજ્યને અને ખેડુતને કેટલો ફાયદો થયો તે બતાવવાનુ છે

ખેતી અને ખેડુતોની સ્થિતિ સુધારવાના જે શુભ આશયથી રાજકોટના ખુ૦ નાo ઠાકોર સાહેબ સર લાખાજીરાજ બહાદુર કે સી એસ. આઈ એ ખેતીવાડી ખાતુ ખોલ્યુ છે તે શુભ આશય ફળીભુત થાઓ એવુ અમો ઇચ્છીએ છીએ

આ લેખના વાચક ગૃહસ્થોને અમો વીનતી કરીએ છીએ કે ઉપર દર્શાવેલી અમારી કામગીરી ઉપરાત આ મહાલ્રોના ગામડામા એવી બીજી કામગીરી કઇ જાતની કરી શકે તેની સુચના અમોને લખી મોકલશો તો અમો તેઓનો ઘણોજ આભાર માનીશુ તાo ૨૬-૮-૨૪ રાજકોટ સીટી

VRAJLAL G PATEL, B AG

એગ્રીકલચરલ એન્જીનીયર સ- (રાજકોટ)

---

## ચોર્યાશી તાલુકા ડેવલપમેન્ટ એસોસીએશન "ખેડુત મડલ" સુરત.

આ મડલની શરૂઆત તા ૧૮ ૫-૨૨ ને રોજ કરવામા આવી હતી અને ૩૧ મી માર્ચે વરસ પુરૂ થતુ હોવાથી મડલના પહેલા વર્ષનો અહેવાલ તા ૧૫ ૫-૨૩ ને રોજ બહાર પાડવામા આવ્યો હતો મંડલ તા ૩૧-૩-૨૪ ને રોજ તેનુ બીજુ વર્ષ પુરૂ કરી ત્રીજા વર્ષની શરૂઆત કરે છે હજુ પણ તે બાલ્યાવસ્થામાંજ છે અને એવી સ્થીતીમા રહીને પણ તેણે ઘણું ઉપયોગી કામ કર્યું છે જે નીચેના અહેવાલ પરથી જણાશે.

૨. સભાસદો ૧૯૨૩-૨૪ ના સાલમા નીચે પ્રમાણે સભાસદો હતા.

| | વર્ગ | સખ્યા |
|---|---|---|
| ૧ | મુરબ્બીઓ ... . .. .... | ૧૫ |
| ૨ | જીદગીના સભાસદો .. — ... .... | ૪૯ |
| ૩ | વારસીક સભાસદો જેઓ રૂ૦ ૧-૦-૦ પ્રમાણે ભરે છે | ૫૯૨ |
| ૪ | " " રૂ૦ ૦-૮-૦ " " | ૬૦ |

હીસાબનુ સરવાયું—તા૦ ૩૧ મી મારચ ૧૯૨૪ સુધીનું સરવાયું એટલે કે જાવક જાનકના આકડા નીચે પ્રમાણે છે

# સને ૧૯૨૩–૨૪ ના સાલનો આવક ખરચનો હીસાબ.

## આવક.

| | | | |
|---|---|---|---|
| ૧ | ગઇ સાલની સીલક | | ૪૬૭૧-૭-૭ |
| ૨ | રોકેલા નાણાનું વ્યાજ | | ૨૫૫-૧૩-૯ |
| ૩ | લોકલ બોર્ડ ગ્રાંટ | | ૪૦૦-૦-૦ |
| ૪ | ખાનગી સભાસદોનુ લવાજમ | | ૮૨૪-૮-૦ |
| | ૧૯૨૩ ના ડીસેમ્બર સુધીમા — | | |
| | પેટ્રન ૧ | ૨૦૦-૦-૦ | |
| | લાઇફ મેમ્બર ૧ | ૨૫-૦-૦ | |
| | વાર્ષિક મેમ્બર ૫૬૨ | ૫૦૭-૦-૦ | |
| | " " ૯૦ | ૪૪-૧૨-૦ | |
| | | ૭૭૬-૧૨-૦ | |
| | ૧૯૨૪ના માર્ચ સુધીમા થયેલા મેમ્બરોની ફી | ૪૭-૧૨-૦ | |
| | | ૮૨૪-૮-૦ | |
| ૫ | ખેતીના ઓજારોની ભાડાની આવક | | ૬-૧૧-૦ |
| ૬ | પરચુરણ બક્ષીસ વી૦ | | ૧૦૦-૦-૦ |
| ૭ | ગવરમેન્ટ ગ્રાંટ | | ૧૦૦૦-૦-૦ |
| ૮ | બહારની પેટીઓના માલ ખાતે જમે | | ૪૬-૧૨-૦ |
| | | કુલ રૂ૦ | ૭૩૦૫-૪-૪ |
| | | ખર્ચ રૂ૦ | ૧૮૨૯-૭-૮ |

તા૦ ૩૧-૩-૨૪ ને રોજ સીલક રૂ૦ ૫૪૭૫-૧૨-૮

## ખરચ.

| | | | |
|---|---|---|---|
| ૧ | નોકરના પગાર પેટે | | |
| | (અ) ફીલ્ડમેનનો પગાર | ૬૮૨-૭-૩ | |
| | (બ) કામગારનો પગાર | ૪૨૧-૩-૯ | ૧૧૦૩-૧૧-૦ |
| ૨ | નોકરના ભથ્થા પેટે | | |
| | (અ) ફીલ્ડમેનનુ ભથ્થુ | ૨૩૯-૧-૯ | |
| | (બ) કામગારનુ ભથ્થુ | ૮૬-૮-૩ | ૩૨૫-૧૦-૦ |
| ૩ | પ્રોપેગેન્ડાનો ખરચ | | |
| | (અ) હથીઆર ઓજાર | ૬૧-૪-૩ | |
| | (બ) બી | ૫-૬-૦ | |
| | (ક) પરચુરણ | ૨-૧૦-૮ | ૧૧૭-૮-૨ |
| ૪ | ઇન્વેસ્ટમેન્ટ | | |
| | ૩॥ ટકાની ૨૦૦ રૂ ની ફેઇસ વેલ્યુની પ્રો. નોટ | | ૧૨-૦-૦ |
| ૫ | કન્ટીજન્ટ | | |
| | (અ) ટપાલ | ૬-૬-૦ | |
| | (બ) છપામણી | ૫૧-૧૧-૬ | |
| | (ક) સ્ટેશનરી | ૩૫-૪-૦ | |
| | (ડ) ડીપોના ભાડાના | ૧૪-૪-૦ | |
| | (ઇ) ફરનીચર | ૫૫-૧-૦ | ૧૬૨-૧૦-૬ |
| | | ખરચ રૂ૦ | ૧૮૨૯-૭-૮ |

ઉપરના આંકડા ઉપરથી જણાશે કે રૂા. ૨૨૫ મુરણબી અને વારસીક સભાસદની ફી તરીકે આવેલા છે તે રકમ મંડળના નીયમ મુજબ રીઝર્વ ફંડ ખાતે લઈ જવામાં આવશે. ગયે સાલના એહેવાલમાં દરશાવેલી ૩।। ટકાની જી પી. નોટનો સમાવેશ ઉપરની રકમમાં થાય છે અને તેજ સદ્-ગૃહસ્થ તરફથી રૂા ૮૦ રોકડા ચાલુ સાલમાં આવ્યા હતા અને રૂા ૨૦૦ ની ફીની રકમ પુરી કરવામાં આવી હતી. ૧૯૨૩ ની સાલમાં વારસીક મેમ્બરોની ફીના રૂા. ૫૫૧-૧૨-૦ અને ૧૯૨૪ ની સાલના રૂા. ૪૭-૧૨-૦ મેમ્બરોની ફી તરીકે આવ્યા હતા. રોકેટી મુંડીના વ્યાજ તરીકે રૂા. ૨૫૫-૧૩-૩ આવ્યા હતા. ડીસ્ટ્રીક્ટ લોકલબોર્ડ સુરત તરફથી રૂા ૩૦૦-૦-૦ અને તાલુકા તરફથી રૂા. ૧૦૦-૦-૦ ગ્રાંટ તરીકે મલ્યા હતા જેને માટે મંડળ બન્ને બોર્ડનો આભાર માને છે અને ભવીષ્યમાં એટલીજ રકમ બલકે કંઈક વધુ રકમ વારસીક ગ્રાંટ તરીકે મેળવવાની આશા રાખે છે. શેઠ રૂસ્તમજી મનચેરજી કુકા તરફથી રૂા ૧૦૦ બક્ષીસ મળેલા છે. ગઈ સાલ એવણે મંડળને ત્રણ વરસ સુધી બક્ષીસ આપવાને માટે કબુલ કર્યું હતું અને તેને માટે મંડળ તેનો આભાર માને છે રૂા. ૧૦૦૦ સરકાર તરફથી ગ્રાંટ મલી હતી ગ્રાંટના સંબધીની માંગણી ૧૯૨૩ ના મે માસમાં કરવામા આવી હતી છતાં પણ તે પણ મોડી એટલે કે ૧૯૨૪ ના માર્ચ માસમા મલી હતી ઓજારોના ભાડા તરીકે રૂા ૬-૧૧-૦ મલ્યા હતા જોકે ઓજારો હંજુ સુધી ભાડા ભાડે આપ-વામાં આવતા નથી પણ ફકત પ્રયોગ અને ઉત્તેજન માટેજ મોટે ભાગે આપવામા આવે છે. બધી મલીને કુલ આવક રૂા ૨૫૫૭-૦-૯ થઇ હતી.

ખરચની બાજુ તપાસતાં જણાય છે કે રૂા. ૧૧૦૩-૧૧-૦ અને રૂા. ૩૨૫-૧૦-૦ મંડળના ફીલ્ડમેન તથા કામદારના પગાર તથા ભથ્થાના ખરચ્યા છે. પ્રોપેગેન્ડાને અંગે રૂા ૩૧૭-૮-૨ ખરચ થયલો છે. ટપાલ, છપામણી, સ્ટેશનરી, ફરનીચર તથા ડીપોના ભાડાના મલી કુલ રૂા. ૧૬૨-૧૦-૬ કંટીજંટ ખરચ થયો હતો બધું મલી કુલ ખરચ રૂા ૨૦૨૯-૭-૮ થયો હતો તેમાંથી રૂા. ૧૪૨૯-૫-૦ તો ફકત પ્રોપેગેન્ડા સ્ટાફ રાખવામાજ ખરચ્યા હતા.

રીપોર્ટની સાલમાં મી૦ એ એસ. પટેલ બી. એજી એ મંડળમા તા. ૧૮-૪-૨૩ સુધી કામ કીધું. તેમને બીજી જગ્યાએ વધુ પગાર મલવાથી તે મંડળને છોડી ચાલ્યા ગયા છે. મંડળ પોતાના ફીલ્ડમેનને ફકત ૬૦ જ. પગાર આપે છે જે ઘણોજ ઓછો છે ઉપરના કારણોને લીધે બીજા માણસની નીમ-ણુક કરવી પડી હતી મી૦ બી. આર. શાહ. બી. એજી.ની નીમણુક તા૦ ૮-૫-૨૩ ને રોજ કરવામા આવી હતી ગવરમેન્ટ સ્કેલ રૂા ૧૦૫×૫×'૪

નો છે તથા સરકારી નોકરી કાયમી હોય છે અને તેમાં ભવીષ્યને માટે આગળ વધવાની આશા રહે છે જ્યારે મંડળની નોકરીમાં સ્કેલ કોઇ જાતનો હોતો નથી તથા તેવી નોકરી કાયમ રહેવાની ખાતરી આપી શકાતી નથી તેમજ તેમાં ભવીષ્યમાં આગળ વધવાની આશા પણ આપી શકાતી નથી આવા ઓછા પગારને લઈને કોઇપણ માણસ મંડળની નોકરીમાં રહે નહી એ સ્વભાવીક છે અને તેથી મંડળે પગાર વધારવો પડશે એમ લાગે છે પુર્વ ખાનદેશ મા પાચોરા એસોસીએશન તા. ૨૦-૩-૨૪ ના કરેલા સરકારી ઠરાવ નં. ૫૯૫૨ મા સરકારે એવા મંડળોને તેમને નોકર ખર્ચ જો, વધુ પ્રમાણમા થાય તો તે આપવાનુ જણાવ્યુ છે અને આ મંડળ પણ તેના જેવુજ કામ કરતુ હોવાથી એ બાબત સરકાર આગળ વીચાર કરવાને માટે મુકવામા આવશે સરકાર પસેથી વધુ ગ્રાંટ મળશે એવી સમજથી નવા વર્ષનુ બજેટ ઘડવામા આવ્યુ છે.

ગોધરાની ખેતીવાડી સ્કુલમા કેળવણી લીધેલા એક વીદ્યાર્થીને મંડળે કામગાર તરીકે રાખેલો છે તેને પગાર રૂ. ૨૦ તથા ભથ્થુ રૂ. ૭ દર માસે આપવામા આવે છે ગયે વરસે તે જગ્યા પર એક ખેડુતને કાર્મચલાઉ નીમવામા આવ્યો હતો તેની જગ્યા એ ઉપર લખેલા માણસને તા. ૧૪-૫-૨૩ થી નીમવામા આવ્યો છે

મી. ભોગીલાલ આર. શાહે પોતાના ૧૧ મહીનાની નોકરીની મુદતમા ઘણુ સારી રીતે કામ કર્યુ છે તે કામ કરવામાં ઉત્સાહી છે અને તાલુકાના લોકોની સાથે સારી રીતે મળતાવડા પણાથી વરતે છે જો તે મંડળમા ચાલુ રહશે તો તે ઘણા ઉપયોગી થઇ પડશે

કામગારે પણ સારૂ કામ કીધેલુ છે છતા પણ તેને હજુ વારવાર કામ બાબતમા સમજુતી આપવી પડે છે પરતુ આશા રાખવામા આવે છે કે તે પણ થોડા વખતમા સુધરશે

**૧૯૨૩-૨૪ ના સાલમાં કરેલા કામની યાદી**—તા. ૧૩-૫-૨૩ ની જનરલ મીટીંગમા પસાર કરેલા પ્રોગ્રામ પ્રમાણે અને વખતો વખત ભરેલી સલાહકારી કમીટીની સુચનાઓ પ્રમાણે નીચેના કામ કરવામા આવ્યા હતા

(અ) **ઓજારોની ડીપો**—આ મંડળે પરીશીષ્ટ (અ) મા જણાવ્યા પ્રમાણે ઓજારો રાખયા છે અને તે ભાડે આપે છે લોઢાના હળથી આ સાલ ૭૭ વીંઘા જમીન ખેડાઈ હતી અને આ કામ શરૂઆતના વર્ષમા સંતોષકારક કહી શકાય

(બ) **ગુલાબના આંખો ચઢાવવા બાબત**—ઉમરા અને નવા ગામ મા જુદી જુદી વાડીઓમા ૭૦૦ ગામઠી ગુલાબના છોડ ઉપર ઉંચી જાતના

વીલાયતી ગુલાબની આંખો મડલના ફીલ્ડમેન તથા કામગારે બાંધી આપી હતી

(ક) દેશી બોર ઉપર કલમો કરવા વીશે—ભાટપોર, ઉમરા, અને ઉતરાણમા ૧૦૦ દેશી ખાસાં બોરના ઝાડ ઉપર અજમેરી બોરની આંખો ચઢાવી આપી હતી.

(ડી) પરીશીષ્ટ—(અ) મા જણાવ્યા પ્રમાણે લોકોને રૂા ૧૨૦ ના ઓજારો મુળ કીમતે પુરા પાડ્યાં હતાં

(ઇ) ખેતીના ઓજારોનુ ડીમોનસ્ટ્રેશન—સુરત ખાતે ભરાયલા હીંદી ઔદ્યોગીક પ્રદર્શનમાં ગુજરાતની ખેતીવાડી ખાતાના મે ડેપ્યુટી ડીરેક્ટર સાહેબની દેખરેખ નીચે ખેતીવાડીનો એક સ્ટોલ ઉઘાડવામા આવ્યો હતો તેમા મીં શાહે તા ૨૦ મી મે થી ૪ થી જુન સુધી કામ કરયુ હતુ આથી મી શાહને મડલમા દાખલ થયા પછી તરતજ લોકોની સાથે ઘાડા સબધ મા આવવાનુ બન્યુ હતુ અને તેથી તેમને તાલુકાના લોકોની ઓળખ જલદી થા થવાનો લાભ મળ્યો હતો બીજુ ડીમોનસ્ટ્રેશન સુરત ફાર્મ પર તા ૧૬ થી ૧૮ મી જાનેવારી ૧૯૨૪ સુધી ભર્યું હતુ ચોરાસી તાલુકાના જુદા જુદા ભાગમાથી ખેડુતોની પાર્ટીઓ ત્રણે દીવસે બોલાવવામા આવી હતી અને મી શાહે તેમની સાથે રહી બધુ બતાવ્યુ હતુ લોઢાનુ હળ તાલુકાના સાત ગામોમા ચલાવી બતાવ્યુ હતુ

(એફ) બી અને છોડની વહેંચણી—પરીશીષ્ટ (સી) મા જણાવ્યા પ્રમાણે દેશી અને વીલાયતી બી રૂા ૧૫૭-૮-૦ ના વેચાતા આણી આપ્યા હતા

(જી) જમીનને સરખી સપાટ બનાવવા અને તેમાં ભરાઈ રહેતા પાણીનાં નીકાલ કરવા વીશે—આ તાલુકામા અને ખાસ કરીને કહોવાણીઆ ગામોમા કે જયા પાણી ભરાઈ રહેછે તેવી જમીનમા એ ઘણો અગત્યનો સવાલ છે. સાધારણ રીતે અનુભવી માણસો જેમની નજર સ્રેવાયલી છે તેઓ એ બાબતમા ઘણુ સારૂ કામ કરી શકે છે પણ ખાસ સપાટી માપવા ના ઓજારથી કરેલુ કામ વધુ સંતોષકારક થાય છે આવુ કામ સરદાર દાવર મોદીના વાડીમા કર્યું હતુ તેનુ પરીણામ ઘણું સતોષકારક આવ્યુ છે

(એચ) જુવારને મોરથુથાના પાણીમા બોલી વાવવા વીશે—ચોરાસી તાલુકાના મેરુ મામલતદાર સાહેબ તથા સુરતના ડીસ્ટ્રીક્ટ એગ્રી કલ્ચરલ ઓવરસીયર તથા મડલના ફીલ્ડમેન એ ત્રણેએ મળી આ તાલુકામા ૫૫૦ પડીકા મોરથુથાના વહેચ્યા હતા અને જયા જયા તે વા૫રવામા આવ્યા હ્ત ય ત્યા ચ જી માનો રોગ ફીલ્કુલ મ લ્પ પડ્યો નહોતો.

( આઇ ) ભુંડ અને શિયાળવા મારવાને માટે ઝેરના પડીકા વીગેરે—ખેતીવાડી ખાતાએ આના અગે પડીકા તઈયાર કરેલા છે અને લોકો ને પુગ પાડે છે. મડલને પણ તે વહેચવાને આપવામાં આવ્યા છે. આવા ૫૦ પડીકા મડલના ફીલ્ડમેન લોકોને મફત વહેચ્યા હતા

( જે ) લુલ ઉપર પડતા રોગો ઉપર કરેલા ઉપાયો—છાપરા વાડા અને નવા ગામમા મમા ઉપર ઈંડોસેપોલ નામની દવા છાટવાથી ઘણી સારી અસર દેખાડી આપી હતી ઘણા આંબાના ઝાડમાથી તેને કોરનારા કીડા કાઢી આપી દવા મુકી આપી હતી અને તેથી તેઓને મરતી સ્થીતીમાં બચાવ્યા હતા

( કે ) કોઓપરેટીવ સર્વે—સહકારી ખાતા તરફથી આ તાલુકાની કોઓપરેટીવ સર્વે મીઃ વાય ડી. દેશાઇએ કરી હતી અને તે સર્વે કરવામા મડલના ફીલ્ડમેન મી બી ગોર શાહે તેમની સાથે ફરી મદદ કરી હતી તેનો રીપોર્ટ હજુ સુધી મળ્યો નથી પરંતુ આશા રાખવામાં આવે છે કે થોડા વખતમાં મળશે

( એલ ) પાળીઆ પર વાવેતર—સરકારી ફાર્મ પર વારંવાર જો વાથી અને મંડલના ફીલ્ડમેનના પ્રયત્નથી આ તાલુકામાં ૧૭૦ એકર જમીન મા કપાસનું વાવેતર પાળીઆ ઉપર થયું હતું કપાસ, જુવાર, કઠઠ, ગદલની. પાળીઆ ઉપર ઉગાડવાથી ઘણા સારા પરીણામ આવ્યાં છે. ફીલ્ડમેન લોકો ને પાળીઆ પર ખેતી કરવાને સમજુત આપે છે કેટલાક ખેડુતોએ પાળીઆ કરવાના ઓજારો ફાર્મ પરથી ખરીદયાં છે દીવસે દીવસે તેની માંગણી વધતી જ જાય છે અને ભવીષ્યમાં એવી જાતની ખેતી વધુ થશે એમ આશા રાખવામાં આવે છે

( એમ ) કોટન સેલ સીડ સોસાયટી—એક અડાજણ અને બીજી લેશતાનમા આવી બે સોસાયટીઓ કરવાના પ્રયત્નો ચાલે છે અને આના પરીણામે ૧૦૦૦ રતલ કપાસીઆના બી અડાજણના લોકોને પુરા પાડયા છે અને તેઓ સોસાયટીના રૂપમાં રજીસ્ટર કરાવશે એમ આશા રખાયછે.

( એન ) છપામણી—મંડળે બે પત્રીકાઓ છાપી છે. એક મંડલમાં દાખલ થવાથી થતા ફાયદા અને બીજી મંડળે પોતાના દોઢ વરસમા કામની યાદી આ પત્રીકાઓ લોકોને મફત વહેંચવામાં આવે છે.

( ઓ ) આંબામાં પુરવાના મીઠા સબંધી—નારીએલી અને આંબામાં મીઠું પુરવાથી ઘણો સારો ફાયદો થાય છે એમ માલમ પડેલ છે. આવુ મીઠુ કસ્ટમ ખાતા તરફથી મંગાવી મણના તેર આનાના ભાવથી

આપવામા આવે છે તેના અંગે ૨૦૦૦ રતલ મીઠાની માગણી આવી હતી અને ખેતીવાડી ખાતાના ઉત્તર વિભાગના મે૦ ડેપ્યુટી ડીરેકટર પાસેથી તેની પરમીટ મેળવી આપી હતી

**મંડળની ઓફીસ**—ગુજરાત ખેતીવાડી ખાતાના મે૦ ડેપ્યુટી ડીરેકટર સાહેબે આ મંડળની ઓફીસ ગયે વરસે ગોઠવણ કરવા પ્રમાણે સુરતના ડસ્ટ્રીકટ એગ્રીકલ્ચરલ ઓવરસીયરની ઓફીસમા રાખવામાં આવી હતી તેના માટે મંડલ તેમનુ આભારી છે, તે ઉપરાંત મંડળે પોતાના ઓજારો રાખવા ની ડીપો માટે માસીક રૂા. બે ની જગ્યા રાખી છે

**સભાઓ**—મંડળે આ વરસ દરમ્યાન ૩ એડવાઈઝરી, ૪ મેનેજીંગ તેમજ તા. ૧૭-૫-૨૩ ને રોજ એક જનરલ સભા ભરી હતી.

**૧૯૨૩-૨૪ ની સાલના અમલદારો તથા મેનેજીંગ કમીટીના મેમ્બરો**—વર્ષ દરમ્યાન મંડળના અમલદારોએ સંતોષકારક અને ઉત્સાહથી કામ કીધું છે કામ કરવાની અંદર વખતો વખત મુશ્કેલીઓ આવી હતી પણ તેમને સમયસુચકતાથી દુર કરવામાં આવી હતી થોડાક સભાસદો સીવાય બધા સભાસદોએ મંડળની દરેક સભામા હાજરી આપી હતી અને દરેક બા બતમાં ઘણો ઉત્સાહ લીધો હતો તેઓ બધા આજે રીટાયર થાયછે આજે નવા અમલદારોની ચુંટણી કરવાની છે જેની દરખાસ્તો આજે આપની સમક્ષ મુકવામાં આવશે ચોરાસી તાલુકાના મે૦ મામલતદાર સાહેબ અને મંડળના વાઇસ પ્રેસીડન્ટ મી૦ ભાઈશંકર જોશીએ મંડળના કામમાં ઘણો ઉત્સાહ ભર્યો ભાગ લીધો હતો અને સભાસદોની ફી ઉઘરાવવામા દેખરેખ રાખી હતી તેને માટે મંડળ તેમનો આભાર માને છે. દી. સા. ભીમભાઈ એમ દેસાઈ ડેપ્યુટી ડાયરેકટર ઓફ એગ્રીકલચર ગુજરાત વીભાગ સુરત અને મી૦ ડી એ શાહ એસીસ્ટન્ટ રજીસ્ટ્રાર કોઓપરેટીવ સોસાયટીઝ ઉતર વીભાગ સુરત એમણે મંડળને કામ કરવામાં વખતો વખત અમુલ્ય સુચનાઓ કરી મદદ આપી હતી તેને માટે આ મંડળ તેમનો આભાર માને છે કારણ કે તેમની સુચના સીવાય મંડળ આટલું કામ કરી શકત નહી. મી૦ નગરશેઠ, ડી. એ ઓવરસીયર સુરત અને મી૦ રામચંદ્ર છોટુભાઈ દેશાઇ એમણે મંડળના સેક્રેટરી તરીકે કામ કર્યું હતુ. મી૦ રામચંદ્ર દેશાઇને પોતાનીના દુરસ્ત તબીયતને લીધે સુરતની બહાર ઘણો વખત રહેવુ પડયું હતુ અને તેથી બધું, કામ મી૦ નગરશેઠને કરવુ પડયુ હતુ. મી૦ નગરશેઠે કામ ઘણા ઉત્સાહ અને ઉમંગ થી બજાવ્યુ છે અને તેને માટે મંડળ તેમનો ઘણોજ આભાર માને છે. મેનેજીંગ કમીટીના બધા સભાસદો એ મંડળમાં મેમ્બરો વધારવાની મહેનત કરી હતી અને ફીલ્ડમેન તથા કામગારને તેઓના કામમા જોઈતી મદદ ત

કરી આપી હતી અને તેઓની મદદ શીવાય મંડળ આગળ વધવા પામત નહીં તેથી રીટાયર થતા બધા અમલદારોનો આજે હું આભાર માનું છુ આ વર્ષના રીટાયર થતા મેમ્બરો ફરી ચુંટાવાને પાત્ર છે.

તાલુકાની અંદર વધુ ઉપયોગી અને સારૂ કામ કરવાને માટે આ તાલુકા ના એગ્રીકલચરલ સર્વેમા નીચે લખેલા વીભાગો પાડવામાં આવ્યા છે તેમાં દરેકમાંથી સભાવીત સભાસદોની એક સબ કમીટી નીમવી એવો ઇરાદો રાખવા માં આવે છે. આ સબ કમીટી મંડળના ફીલ્ડમેનને પ્રોપેગેન્ડા કરવામાં, સભાસદો બનાવવામાં અને ફી વસુલ કરવાની દેખરેખ રાખવામાં વધું મદદ રૂપ થઇ પડશે

**વીભાગોના નામ**—(૧) અડાજણ વી (૨) વરાછા વી. (૩) કુભારીઆ વી. (૪) અલથાણ વી. (૫) તલગપોર વી. દરેક વીભાગમાં પાંચથી સાત મેમ્બરોની એક સબ કમીટી નીમવામા આવશે જેમાનો એક આગુઆ ચેરમેન તરીકે તે વીભાગમા કામ કરશે અને એ બાબતની સપુર્ણ માહીતી સબ કમીટી નીમો તેમનુ કામ કેવુ થાય છે તે થોડા વખત પછી આપની સમક્ષ મુકવામા આવશે

આ વરસમા મેનેજીંગ કમીટીના કામકાજનો હેવાલ આપની જાણને માટે ટેબલ પર મુકવામાં આવ્યો છે મેનેજીંગ કમીટીએ મંડળના ધારા પ્રમાણે કામ કર્યું છે છતા પણ મંડળના ધારાની ૨૧ મી કલમ પ્રમાણે તેઓના દરેક કામ બાબત આ સભાની મંજુરી મેળવવી જોઇએ અને હું આશા રાખુ છુ કે તમો બધા તે કામો તપાસી મંજુર કરશો.

૧૯૨૪-૨૫ ના સાલનું અંદાજી આવક ખર્ચનું બજેટ આપની સમક્ષ મંજુરી મેળવવા માટે મુકવામાં આવશે એટલે તે બાબત વધું વીવેચન કરવા ની હાલ જરૂર જોતો નથી.

૧૯૨૪-૨૫ ની સાલના કામનો કાર્યક્રમ પણ આપની સમક્ષ મંજુરી મેળવવા માટે મુકવામા આવશે.

"આપ સર્વેએ આપના કીંમતી વખતના ભોગે આજે અંત્રે હાજરી આપી છે તેને માટે મંડળ તરફથી આપ સર્વેનો ઉપકાર માનુ છું. વળી સર્વે સભાસદો પછી તે આજે હાજર અથવા ગેરહાજર હોય તેઓ બધાનો તેમણે આજ દીન સુધી મંડળને જે જે મદદ કરી છે તે બદલામા આભાર માનુ છું અને આપ સર્વેને વિનંતી કરૂં છું કે આ માફકજ મંડળ પ્રત્યે કાયમ લાગણી રાખશો કારણ કે આ મંડળની પ્રવૃતી આપના પોતાનાજ હીતને માટે છે આ મંડળનું નામ ડેવલપમેન્ટ એસોસીએશન એટલે કે ઉન્નતી કરનારૂં મંડળ એવુ રાખવામા આવ્યુ છે. આ મંડળ તાલુકાની ખેતી

## ચોર્યાશી તાલુકા ડેવલપમેન્ટ એસોસીએશન, સુરત.

# ૧૯૨૪-૨૫ સાલનું કાર્યક્રમ.

—*** ***—

નીચે મુજબના હથીઆરો ચલાવી બતાવવા.

( અ ) લોખંડી હળ.

સી, ટી. ૨ બી, ટી હું. મોનસુન, આઈ, એન ડી. વેકીંગ પ્લાઉ ન ૮ રીજીંગ પ્લાઉ

( બ ) લોખંડી કેશ અને ચાક 'અરગડો'

( ક ) ચાફ કટર 'કડબ કાપવાનો મશીન'

( ડ ) વીનોઅર્સ 'ઉપણવાના સંચા'

( ઇ ) પ્લેનેટ જુનીયર હેંડ હો

( એફ ) પ્લેનેટ જુનીયર પુલ્ડ હો

( જી ) જુવાર મસળવાનો પથરનો રોલર

( એચ ) નોરાગ થ્રેસર

( આઇ ) નોરોકેઝ

( જે ) ડીસ્ક હેરોઝ

૨. નીચેની ચીજો દાખલ કરવી અને પુરી પાડવી.

( અ ) શાક તરકારીનુ બી, સ્વીટ પીઝ, પીજ વટાણા ફ્રેન્ચ બીન કઠુસી અને બીજી બીનસ અને બીજા ચોમાસુ ઇગ્લીશ શાક તરકારીના બી

( બ ) નવા પાક ૧૦૨૭ એનું કપાસ બી, સરકારી ફાર્મનું સારી જાતનુ. જુવારનું બી મુગફલી અને બાતની સારી જાતોના બી

( ક ) સારી જાતના આંબા અને ચીકુની કલમો.

( ડ ) ખાતર, કપાસ અને જુવારની હારોમા સણના લીલા ખાતર તરીકે ઉગાડવાનો પ્રચાર કરવો

( ઇ ) ખેતીવાડીના સુધરેલી જાતના ઓજારો ભાડે અને વેચેથી આપવા

( એફ ) મોરથુથાના પડીકા પુરા પાડવા.

( જી ) બોરની કલમો કરવી

( એચ ) કપાસને જુવારનું પાલીઆ ઉપર વાવેતર કરવાની પદ્ધતીનો પ્રચાર કરવો અને તેના અંગે રીજીંગ પ્લાઉ પુરા પાડવા.

૩. લોકોને ખજુરી તથા તાડના રસમાંથી ગોળ બનાવવા માટે સલાહ તથા મદદ આપવી.

૪. આ તાલુકામાં જુદી જુદી જાતની જુવાર જુદી જુદી જાતની જમીનમા તાલુકામાં ક્યાં ક્યાં ઉગેછે તેની તપાસ કરવી.

૫. તાલુકામાં લોકો બીનો સંગ્રહ કેવી રીતે કરે છે તે બાબત તજવીજ કરવી.

૬. જુવાર વહાડી લીધા પછી ખેતરોમાં કરબ ફેરવી ખુપગ કાઢી નાંખવા લોકોને સમજુત આપવી જેથી જુવાર ગાદર ગાડરી નામનો રોગ પડે નહીં.

૭ જંતુનાશક ઓષધીઓનો પ્રચાર, જુવારને મોરથુથાના પાણીમાં આંજીઓ અટકાવવાને ધોવી. મોલા પડેછે તને માટે કેરોસીન ઇમલશન વાપરવુ. મરચીને કોકડાનો રોગ આવે છે તેને માટે ચુનો અને ગંધકનુ મીશ્રણ વાપરવુ. ઉક્કરો તથા શીયાળીઓનો નાશ કરવા ઝેરનો ઉપયોગ કરવો. નિકોટીપાત અને રાજી વેચા ખાસ લીબુ ઉપર ગોતાગ્રસ નામનો રોગ પડે છે તેના માટે વાપરવા.

૮ ઘરગથુ ઉદ્યમ એટલે કે હાથે કાંતવાનો તથા વણવાનો ધંધો શીખવવા પ્રયત્ન કરવો

૯. ઢોરની ઓલાદ સુધારવી

૧૦ પ્રદર્શનો તથા પ્રાત્યક્ષીકો ભરવાં

૧૧ બીને માટે ડીપો ખોલવી જેથી કરી ચોકખાં કપાસના તથા બીજા બી પુરા પાડવાનુ બની શકે.

૧૨ તાલુકામા જુદી જુદી જગ્યાએ એગ્રીકલચરલ સર્વે તથા એડવાઇઝરી કમીટીની સલાહ મુજબ ખેતીવાડીની ખીલવણી અંગે, નોન ક્રેડીટ સહકારી સોસાયટીઓ, જેવી કે, શાકભાજી વેચવાની સોસાયટી, ખાતર તથા હથીયાર પુરા પાડવાની સોસાયટીઓ, રૂ તથા કપાસના વેચાણ માટે સોસાયટીઓ સ્થાપન કરવી.

૧૩ લોકોને નડતી અડચણો દુર કરવા વીચે. ઢોરને પાણી પીવામાટે તથા તુલને ઉપયોગમાં આવે તેવા તળાવો દુરસ્ત કરાવવા તજવીજ કરવી. ખેડુતોને મજુરો સંબંધી પડતી અડચણો દુર કરવા પ્રયત્ન કરવો.

૧૪ સારી જાતના આંબા ચીકુ તથા બીજી જાતના ફળ તથા ફુલોના ઝાડ ની કલમો બનાવવા માટે એક નરસરી કાઢવા પ્રયાસ કરવો.

# પ્રાંતીજ તાલુકામાં થતા પાક સંબંધી માહીતી.

—********—

પ્રાંતીજ તાલુકામાં ઓરાણની આજુબાજુએ તેમજ તલોદ નજીક આવેલા મોતીપુર મેળાવ ગામે ખેતી સંબંધી ખેડુત કંઇ ઉત્સાહ ધરાવતા હોય એમ જણાય છે પ્રાંતીજ તાલુકામાં કઠોળનો પાક સારા પ્રમાણમાં કરવામા આવેછે. ખારી નદીના દક્ષિણ ભાગમાં તલોદથી ઓરાણ સુધીના ભાગમા તેમજ રૂપાલ, આજણા, પ્રાંતીજ, પોગરૂં, રસુલપુર, આકલપુર, વિગેરે રેતાળ ભાગમાં કઠોળનું વાવેતર વધારે થાય છે; વરસાદ થયે એક બે ખેડ આપી પહેલું બાજરીનું વાવેતર કરવામા આવે છે, ત્યારબાદ કપાશ થાણુવામાં અગર રોપવામા આવે છે, આજ વખતે મગફળી બે ત્રણ ખેડ કરી હળવતી અગર, તો રોપવામા આવેછે. અને ત્યારબાદ બાકીના રહેલા ખેતરમાં જુલાઇ, ઓગષ્ટમા ગવાર, મગ, ( લીલા અને કાળા ) ચોળા, મઠ, શણ, તલ, એરંડા વિગેરે વાવવામા આવે છે. કઠોળ ઓરવા આગળ ખેતરને હળથી ત્રણ ચાર ખેડ કરવામાં આવેછે. પહેલાં ગવાર વાવવામા આવે છે ત્યારબાદ ચોળા, મગ અને મઠ છેલ્લે વાવે છે. દરેક પાકવાર માહીતિ નીચે જણાવી છે. તલોદ ગામથી ખબર મેળવેલી છે.

ગવાર—જુલાઇથી ઓગષ્ટ માસ સુધી હળ અગર આવળ વતી આશરે ૧૦ ઇંચ ને છેટે ત્રણ ખેડ કરી વાવવામા આવે છે વીઘે ૫ શેર—૭ શેર બી વાવે છે કપાસના વાવેતર પછી ૫૦ર વીશ દીવસે વવાય છે. ગવાર ઉગી મોટો થાય ત્યારે એક વખત રાપડી ફેરવવામા આવે છે નીંદવામા આવતા નથી અને ત્યારબાદ કંઇપણ ખેડ આપવામાં આવતી નથી, આક્ટોબર માસમાં પાકી ને તઇયાર થયે કાપી લઇ સુકાયે મસળી કાઢવામા આવે છે વીઘે ૧૦ થી ૨૦ મણ સુધી પાકે છે. સરેરાશ કીમત રૂપીઆ બે આવેછે, ગવારનુ ખાતર સારૂં થાય છે. જમીનમા ફળદ્રુપતા વધારે છે તેથી બીજે વર્ષે એ ખેતરમા બાજરીના પાક સારો થાય છે. અને કંઇપણ ખાતર આપવામા આવતુ નથી. બીને ઓરતે વખતે છાણ અને ઇંટ સાથે ખાડરામાં આવે તો ગુણકારી સુવાળી અને શાકભાજીના કામમા આવે સુરત તરફના બીનો અખતરો કરી જોવો જોઇએ, ( એક બળદની જોડપર બે વીઘા ઓરાણ કરવામાં આવેછે.

મગ ( લીલા અને કાળા ) લીલામગ સારી જમીનમા સારા થાય. પાતળી જમીનમા કાળા સારા થાય ગવાર વાવ્યા પછી દશેક દીવસમા તરતજ આનું વાવેતર કરવામાં આવે છે ખેતરને ત્રણ થી ચાર વખત ખેડવામાં આવેછે અને હળ અગર આવળથી આશરે દશ ઇંચને છેટે વાવવામાં આવે છે. વીઘે ૭ શેર

.ળી વાવે છે. એક વખત રાંપડી ફેરવવામાં આવેછે ત્યારબાદ એક કઇ આપવામાં આવતો નથી અકટોબર મહીનામાં પાકી જાય છે. ત્યારે કાપી લઇ સુકાય ત્યારે મસળી કાઢવામાં આવેછે વીઘે ૧૫ થી ૨૦ મણુ પાકે છે. ગોતુ પણુ તેટલુંજ થાય છે. મગનો ભાવ ( લીલાનો રૂ૦ ૨॥ અને કાળાનો રૂ૦ ૨॥) મણ એકનો ઉપજે છે. એક બળદની જોડપર ત્રણુ વીંઘાનુ વાવેતર કરેછે. બીજે વરસે બાજરી અગર જુવારનું વાવેતર કરવામાં આવેછે.

સારી જમીનમા મોટા કાળા મગ થઈ શકે કે, નહીં તેની અજમાયસ કરી જોવી જોઇએ

ચોળા—સાધારણુ જમીન હોય તો ઠીક થાય છે. મગની માફક ખેડ કરી ઓરવામાં આવે છે. વીંઘે ૮ શેર બી ઓરે છે. અને એક વખત રાંપડી ફેરવવામાં આવે છે નવેમ્બર માસમાં પાકી તઇયાર થાય છે વીંઘે ૧૫ થી ૨૦ મણુ પાકે છે. ગોતું પણુ આશરે તેટલુંજ થાય છે. એક બળદની જોડ પર ૧ વીંઘુ વાવે છે.

મઠ—પાતળી જમીનમાં ઠીક થાય છે, જન્માષ્ટમી સુધી વવાય છે ત્રણુ થી ચાર ખેડ આપી હળ અગર ચાવળવતી આશરે દશ ઇંચને છેટે વાવે છે વીંઘે ૭ શેર બી વાવે છે. એક વખત રાંપડી ફેરવવામાં આવે છે. ત્યાર બાદ કઇ ખેડ આપતા નથી. નવેમ્બર માસમાં તઇયાર થાય છે. એક. વીંઘે ૧૫ થી ૨૦ મણુ પાકે છે ભાવ રૂ. ૧। થી ૧॥ આવે છે. એક બળદની જોડ પર ચાર વીંઘાનું વાવેતર કરે છે બીજે વરસે બાજરી અને કમલપર જુવાર વાવે છે

શણુ—વરસાદ થયે એક બે ખેડ આપીને ખાતર કરવું હોય તો વીંઘે ૨૦ શેર બી છાટી દેવામા આવે છે. બી પકવવાનુ હોય તો વીંઘે ૧૦ શેર છાટે ( આગષ્ટ માસમાં ) છે. અકટોબર નવેમ્બર માસમા પાકી તઇયાર થાય છે વીંઘે ૧૫ મણુથી ૨૦ મણુ પાક થાય છે એક બળદની જોડ પર ૧ વીંઘાનુ વાવેતર કરે છે

રાગફળી—આનું વાવેતર ૮ થી દશ વરસમા દાખલ થયું છે. કાંસ નાગનુ ખડ જે જમીનમાં વધુ હોય ત્યા એ સારી થાય છે. બાજરી મઠ માળી ન્ આ ભોગે લીધી છે સોનાસણુ, પોગરૂ વિગેરે ગામમા બહોળા પ્રમાણુમા વાવેતર થાય છે. પણુ અવરનવર પદ્ધતિનું જોઈએ તેવુ અનુકરણુ ન કરતુ હોવાથી પાક હવે ઓછો પાકતો જાય છે ખાતર તમજ મઠીખા ફાંકરાનો ઉપયોગ કરવામાં આવે અને અવરનવર તુલ પકવવામા આવે તો ફાયદો થાય એમ છે. વરસાદ થયે ત્રણુથી ચાર ખેડ આપી હળવતી આશરે

૧॥ થી બે ફુટને છેટે જુન માસમા ઓરવામા અગર તો ઓપવામાં આવે છે. વીઘે ફોનેલા દાણા આશરે ૧૫ થી ૨૦ શેર જોઇએ છે. રાપડી બે વખત તેમજ બે વાર બેઠ ત્રાને એકવાર નિંદવામાં આવે છે. અકટોબર માસમાં પડી જાય છે. ત્યારે ખોદી વીણી લેવામા આવે છે એક વીઘામા મણ ૮ થી ૨૦ મણ સુધી પાકે છે ગોતું પણ તેટલુજ થાય છે. દર બળદની જોડ પર ૧ થી ચાર વીઘા સુધી વાવેતર કરે છે. કેટલાક બાગમા એનાથી વધારે પ્રમાણમા વાવેતર કરે છે,' મગફળી પછી બીજે વરસે કોઇ કોઇ ખેડુત કપાસનુ વાવેતર કરે છે.

એોરડા—(સારી જમીનમા સારા થાય) એકલા પણ વવાય છે. તેમજ બાજરી, મઠ, તલ, અગર મગફળી સાથે ઓરીયા કહાડી પણ ઓરવામાં આવે છે, એરડા આગષ્ટ-સપટેમ્બરમા હળથી આશરે બે હાથને છેટે વવાય છે વીઘે ૧૦ શેર બી જોઇએ છે; ત્રણ ખેડ, એક રાપડી અને બે વખત નાગો અગર પાટીયુ ફેરવવામાં આવે છે, પોષ અને માહ મહીનામાં પાકે ત્યારે એની લટારને કાપી, સુકવી, મસળી નાખવામાં આવે છે વીઘે ૧૦ મણનો પાક થાય છે, ભાવ રૂા ૩ થી ૫ આવે છે. એક બળદની જોડ પર બે વીઘાનુ વાવેતર થાય છે બીજે વરસે કપાસ અગર બાજરી વાવવામાં આવે છે.

તલ—ચારથી પાચ ખેડ આપી સપટેમ્બર મહીનામાં આવે છે, વીઘે શેર બી ઓરે છે, ચાવળથી આશરે ૧૦ ઇચને છેટે એક એક વખત રાંપડી અને નિંદામણ આપે છે નવેમ્બર માસમા પાકે છે ત્યારે કાપી, સુકાયે ખખેરી લેવામા આવે છે એક વીઘામા આશરે ૫ થી ૬ મણ થાય છે. એક બળદની જોડ પર એક વીઘુ વાવેતર કરે છે બીજે વરસે કપાસ બાજરીનુ વાવેતર સારૂ થાય છે ભેજવાળી જમીનમાં વધુ વરસાદવાળા વરસમા ઘણું ઓછુ વાવેતર કરે છે

ઘાસચારા માટે દર બળદની જોડપર બે વીઘા ક્માસપરૂં, દડીયુ અગર માલવણ જુવાર અને ૧૦ વીઘા બાજરીનુ વાવેતર કરે છે. ઘાસ ચારો પુષ્કળ થાય છે અને બાજરીના પુળા કોઇકોઇ ખેડુત કુવામા સીંચી મુકે છે કે દુષ્કાળ વખતે ઉપયોગી થઇ પડે વળી તલોદ નજીક હરમોલ અને મોહાલ સુધી ઘાસના બીડ પણ ઠીક છે એક બળદની જોડ બેસ વિગેરેનુ ખાતર કચરા પુજા સાથે દરથી ૫ દર ગાડા થાય છે આ ખાતરને ઉપયોગ કુવેતર જમીન તેમજ બાગની ક્યારીમા થાય છે. ક્યારા (જેનુ વાવેતર હાલમાં કાળાઇ થયુ છે અને જે દરેક બળદની જોડપર આશરે પાચ વીઘાનુ વાવેતર

કરવામા આવેછે. ) ને દર વીઘે ૧૦ ગાડા ખાતર આપે છે, કઠોળ વાવેલાં ખેતરમા ખેડ વિગેરે સારાં થયલા હોવાથી બીજે વર્ષે બાજરી, કપાસ વિગેરે તુવ સારા થાય છે અને તેથી પુરવેરો થાય છે. ઢોરનું ખાતર દરેક જગોએ પહોચી શકે એમ નથી.

સોનાસણ, રસુલપુર, પલાસ, વિગેરે ગામો જયા ડાંગર રોપવામા આવે છે ત્યાં કોઆરીમાં દર વીઘે ૧૫ થી ૨૦ ગાડા ખાતરનો ઉપયોગ કરવામાં આવેછે કેટલાક ખેડુત કોઆરીમા ખાતરનો પુરવઠો કરવા માટે શણનો લીલા ખાતર તરીકે ઉપયોગ કરે છે ડાગરમા સુતરસાલ, જીરાસાલ અને કમોદનું રોપાણુ કરવામાં આવે છે અને નહેરમાથી પાણી મળે તો ડાંગરનો પાક થાય છે. અને ભેજ હોયતો ચણા ઘઉનો પણ પાક થાય છે પ્રાતીજ, સોનાસણ અને સલાલમા કોઇ ખેડુત શેરડીનુ રોપાણુ કરેછે, એરોડ નજીક કોઇ વરીઆળી નુ વાવેતર પણ કરેછે શાકભાજી પ્રાતીજમાં થાયછે; બહાર ગામ વેગણ તથા મરચીનુ વાવેતર કોઇકોઇ જગોએ થાય છે. સોનાસણ તરફ રતાળુ, શકરીયા, આદુ, સુરણ, પપૈયા, કેળા, દાડમ, જમરૂખી, ગુલાબ, લીંબુ, બટાટા વીગેરે નુ વાવેતર થઇ શકે એમ છે ઉન્હાળામા રાપ ફેરવવામા આવેતો જમીનમાં થી ખડ ઓછુ થાય અને જમીન તપવાથી સુધરે; ઓરંડા સાથે સુરતીધોળા અગર કાળા વાલ થાય એમ છે. નીચાણવાળા ભાગમા ચોમાસામા ખેડ કરી રીજરથી પાળીઆ બનાવી કપાસનુ વાવેતર અગર ત્રણ ફુટને છેટે રોપાણુ કર્યું હોય તો ઓછા વરસાદવાળા વરસમાં કપાસ થાય; વધારે વરસાદ થાય તો પાળીઆને બેઠી ડાંગર રોપી શકાય.

મોતીસર મેલાવ ગામે કપાસનું વાવેતર મોટા પ્રમાણમાં કરવામાં આવે છે તેમાં કપાસ–જુવારનુ અવરનવર વાવેતર કરવામા આવે તો ઠીક. વળી શણનુ લીલુ ખાતર કર્યું હોય તો પાક વધુ થાય. વળી ગેલાં ખેતર વરસાદ થયે દાભડીઆ હળથી બેઠી મુકયા હોય તે. પણ ઠીક અને મધુરેગર ગામમા આ હળથી પાછા બેવાં જોતર બેઠી મુકવા હોય તો ઠીક કપાસ કાળી ઉંડી જમીનમા ઠીક થાય છે પ તલી જમીનમા એ સારો થતો નથી. માટે નવી જમીન રાખતી વખતે જમીનની ઉંડાઇ કેટલી છે તે પણ જોવી એ ઠીક છે ( ઓછા વરસાદવાળા વરસમાં કાતરા જણાય છે ત્યારે તે કઠોળના પાકને ઉગતાજ નુકશાન ઘણુ કરે છે વરસાદ ઓછો થવાનો હોય તે વરસમા આંટા દોડી કુદે અને ફાલ ખરી ખંગલીને મોર ( ફુલ ) ઓછો આવે અને આગલી થોડી આવે, એની પર ફુલ અને ફલ ઠીક આવે વધારે વરસાદવાળા વરસમાં કેયરડાં ઓછાં આવે ત્યારે ઓછા વરસાદવાળા વરસમાં

એવી રીતે કાયદાનો અમલ કરવાને આપણે શક્તિમાન થઇશું. વળી કાયદાને લીધે ઉપસ્થિત થતી વસ્તુ સ્થિતિને પહોંચી વળવાને વેપારીક વ્યવસ્થા કેવી સાનુકુળ થતી જાય છે એ પણ ખાસ નોંધવા જેવું છે દાખલા તરીકે સુરતની ખોટ પુરી પાડવાને તાપી નદીના ઉત્તર ભાગમાં નવા પ્રેસો બંધાવા માંડયા છે ચાલુ મોસમ સુધી કીમ સાયણ વિભાગમાં ફક્ત એકજ પ્રેસ હતુ જ્યારે હાલમાં ત્યાં ત્રણ નવા પ્રેસો પાકી ગાંસડી બાંધવા માટે ઉભાં થઇ ગયા છે

૨. નીચે દર્શાવેલી હકીકતો વાંચવાથી કાયદાનુ મહત્ત્વ સમજી શકાશે.

આ ઇલાકામાં સૌથી મોટા ગણાતાં રૂના બજારમાં રેલ મારફતે મિશ્રણ કરવાના હેતુથી કોટન વેસ્ટ (રૂનો નકામો ભાગ) અને ટુંકા તારની ૨૦૦૦૦ ગાંસડી બહારથી દર વર્ષે દાખલ થતી હતી, અને આ કારણને લીધે મુંબઇના બજારમાં હુબલીના કુમટા જાતનો રૂનું નામ ઘણું હલકું પડી ગયુ છે આ હલકા રૂની ઘણી આયાત હવે બંધ કરી દેવામાં આવી છે અને તેથી મુંબઇના બજારમાં હુબલી કુમટા રૂની અસલ કીર્તિવંત કીંમતે મોટે ભાગે થવા માંડી છે, અને તેથી કપાસ પેદા કરનારા ખેડુતોને ધનનો ઘણો લાભ થવા માંડયો છે, અને રૂના વાપરનારાઓને પણ સંતોષ ઉપજ્યો છે તેજ પ્રમાણે દક્ષિણ વિભાગમા બીજું મોટું રૂના ગદગના બજારમા રેલ મારફતે ૫૮૦૦ હલકા અને ટુંકા તારના રૂની ગાસડીની ઉત્તર વિભાગમાથી આયાત થતી હતી. આ સઘળી આયાતનો હવે અટકાવ કરવામા આવ્યો છે. આ બજારનુ રક્ષણ કરવા ગાડાં મારફતે આવતા માલનુ રોકાણ કરવામાં કેટલીક મુશ્કેલી નડેલી પરંતુ આ પ્રશ્નોનો યોગ્ય રીતે નીકાળ કરવાના ઉપાયો સંબંધી વિચારો આવી રહ્યા છે.

ગુજરાતના રક્ષિત ભાગો સંબંધી જણાવવાનુ કે રેલ મારફતે નર્મદા નદીના દક્ષિણ ભાગમા ૧૯૨૩ ના સાલમાં ૭૦૦૦ ભાર કપાસ (૨૮૦૦૦૦૦ રતલ) ની આયાત થઇ હતી પરંતુ હવે આવી રીતે આવતા કપાસની લદન બંધી કરવામાં આવી છે, અને કાયદાના અમલ પહેલાં નવસારી અને ભરૂચી માલમાં રૂ. ૧૦૦) નો દર ખાડીએ તફાવત રહેતો હતો તે હવે રૂ ૧૫૦) ઉપર ગયો છે. આ વસ્તુ સ્થિતિની નોંધ કરવા યોગ્ય છે.

૩. કોટન ટ્રાન્સપોર્ટ એક્ટની જરૂરીઆત સબંધી આટલી હકીકત થઇ—પણ એક ભાગમાં સારો માલ થતો હોય તેમાંજ ઉતરતા પ્રકારના કપાસનું મિશ્રણ થતુ અટકાવવાને આ કાયદાનું હોવું ખરેખર આવશ્યક છે આ કાયદો કેટલી રીતે એવા ભાગને નથી લાગુ પાડી શકાતો કે જ્યા સારો અને

નબળો માલ એકજ જગ્યામાં ઉગાડવામાં આવતો હોય અને તેટલા માટે ટ્રાન્સપોર્ટ કાયદાની પુરવણી રૂપે જીન્સ અને પ્રેસીસ એકટની ખાસ આવશ્યકતા છે ટ્રાન્સપોર્ટ એકટના અમલને લીધે હલકા પ્રકારના રૂની બંધી થઈ જવાથી ધારવાડ જીલ્લાના રક્ષિત વિભાગના રૂના દલાલો હવે સુધારેલા માલ સાથે સાધાન્ણુ ધારવાડ અમેરીકન રૂનું મિશ્રણ કરવા લાગ્યા છે. આ સુધારેલો માલ ૪૫,૦૦૦ એકર જેટલી જમીનમા ખેતીવાડી ખાતાની સહાયથી ગયે વર્ષે થયો હતો. અને આ ક્ષેત્રફલ દરવર્ષે વધવા સભવ છે.

બીજા કેટલાક વિભાગોમાં કે જ્યાં બંગાલ ટાઈપનો હલકો માલ અમેરીકન રૂ સાથે મોટા પ્રમાણમાં મિશ્ર કરવામા આવે છે, ત્યાંની સ્થિતિ તેટ આનાથી પણ ખરાબ કહેવાય

ટી. એફ. મેન.

ડાયરેકટર ઓફ એગ્રીકલચરના
અંગ્રેજી લેખ ઉપરથી.

---

## ખેતીમાં કોણ ફાવી શકે ?

(લેખક—J. G. Naik B. Ag.)

આજે ખેતીમાંથી ઉત્પન્ન થતી દરેક વસ્તુનો ભાવ ઘણો વધી ગયો છે. કેટલાં દશ વર્ષમાં ઘણી જગાએ સારા કાળજીવાળા ખેડુતોની સ્થીતી સારી રીતે સુધારેલી જણાઇ આવે છે જ્યારે વેપાર નોકરી વગેરે વ્યવસ્થામાં તેવો કશ રહેલો જણાતો નથી. તેથી ઘણા માણસોનું દીલ ખેતી તરફ જવા લાગ્યુ છે આપણે ધારીએ છીએ તેટલું ખેતીનું કામ સહેલુ નથી. એટલે ખેતીમાં હરકોઇ માણસ ફાવશેજ એમ કહી શકાય નહી આ ધધામા પ્રથમ તો જે માણસ પડે તેને ખેતીના લગતા દરેક કામોની પુરેપુરી માહીતી હોવી જોઇએ નહી તો જરૂર તે નિષ્ફળ નીવડશે. આજથી દશ વર્ષ પર ખેતીની જે સ્થીતી હતી તે આજે તદન બદલાઇ ગઇ છે. અત્યારે મજુર ઉપર આધાર રાખી પણ ખેતી થઇ શકતી હતી આજે મંજુરી એટલી બધી મોંઘી થઇ ગઇ છે કે તે પ્રમાણે કરવામાં આવે તો ખેતીનો અર્ધો લાભ મજુર ખાઈ જાય જે મજુરના બે આના રોજ હતો તેના આજે આઠ આના આપવા

પડે છે એટલે જાત મહેનતની કીંમત આજના વખતમાં પહેલાં કરતાં ત્રણ ચાર ગણી વધી ગઇ છે અને તેથી જે માણસને ખેતીમાંથીજ પોતાના કુટુંબનો નિર્વાહ કરવો હોય તેણે તો ઘરમાં બધાં માણસો પાસે હરેક કામ કરાવવું જોઇએ નોકર રાખે તો પરવડે નહી ધારો કે એક માણસ પાસે ફક્ત ૨૦ વીઘા જમીન છે તેના કુટુંબમાં પાંચ માણસો છે આ જમીનનું સઘળી ઉત્પન્ન કુટુંબના નિર્વાહ પુરતુ આવી રહે છે હવે જો એ માણસ એક નોકર રાખીને ખેતી કરવાનો વીચાર રાખે તો એને ભવિષ્યમા પસ્તાવાનો વખત આવે કારણ કે એક નોકર એટલે હાલના વખતમાં ઓછામાં ઓછા રૂ૦ ૨૦૦) રુપીનો વાર્ષિક ખર્ચ આ ઉપરથી એટલુ જણાશે કે સારી રીતે ગુજરાન થઇ શકે એને માટે ખેતી કરવી હોય તો જાત મહેનત સીવાય બની શકે નહી એટલે જે ખેડુત પોતાનાં ઘરના માણસો સાથે ખેતીનું હરેક કામ જાતે કરવા તઇયાર હોય તેજ ખેતીમાં ફાવી શકે બીજો જે માણસ વેપાર તરીકે ખેતીનુ કામ ઉપાડે તે આજે ખુશીથી એ ધધામા સારા પૈસા પેદા કરી શકે પરંતુ પૈસા સિવાય કોઇ પણ વેપાર થઇ શકે નહી અને તેથી આ કામ ફક્ત પૈસાવાળા ખેતીના તમામ કામની માહીતી હોય એવા માણસોજ ઉપાડી શકે આ બીજા માણસે જથાબંધ જમીન ઉપાડવી જોઇએ, નહી તો એ પણ ફાવી શકશે નહી આ માણસ પઇસાથીજ ખેતી કરનારો હોય છે એટલે વખતનો બચાવ થાય અને મજુરી વગેરેમાં ખર્ચ ઓછા લાગે એને માટે એણે ખાસ ધ્યાન આપવુ જોઇએ સુધરેલી ઢબના ઓજારો વાપરવાથી અને આ ઘણો ફાયદો થશે વેપાર તરીકે ખેતી કરવામા આવે તો બીજા ધધાની માફક એમાં પણ માણસ પઇસાવાળો ખુશીથી થઇ શકે અને તે નીચે ઉપરથી જણાશે

ધારો કે એક વીઘાનું સરાસરી ઉત્પન્ન રૂ. ૩૦) આવે છે તેનાથી તમામ જાતનો ખર્ચ બાદ કરતાં રૂ ૧૫) ચોખ્ખો નફો રહે છે એક ખેડુત પાસે ફક્ત ૩૦ વીઘા જમીન છે જ્યારે બીજા પાસે ૩૦૦ વીઘા છે પહેલાનો વાર્ષિક ચોખ્ખો નફો રૂ ૪૫૦) અને બીજાનો રૂ. ૪૫૦૦) થાય છે એટલે બીજો માણસ વેપાર તરીકે ખેતી કરવાથી થોડાં વર્ષમાં પઇસાવાળો સહેલાઇથી થઇ શકે. આ ઉપરથી જણાશે કે હાલના જમાનામાં બે જાતના ખેડુતો ફાવી શકે. એક જાત મહેનતવાળો અને બીજો વેપાર તરીકે ખેતી કરનારો. જે માણસને ખેતી કરવાનો વિચાર હોય તેણે ઉપરની બન્ને બાબતો ખાસ ધ્યાનમાં લેવી. નિર્વાહ પુરતીજ ખેતી કરવી હોય તો તેણે અને તેનાં માણસોએ જાત મહેનત કરવાનો નિશ્ચય કરીનેજ એ ધધો ઉપાડવો નહી તો એ ધધા તરફ મનને મીઠકુલ રૂઇ જવુજ નહી પઇસાવાળા માણસે વેપાર

તરીકે ખેતી કરવી હોય તો પ્રથમ તેને ખેતીની બરાબર માહિતી છે કે નહી એ ખાસ જોવુ. ગમે તેટલા પૈસા હશે પરંતુ જો ખેતીના કામની આવડત નહી હશે તો એ જરૂર નિષ્ફળ થશે. એક માણસથી વેપાર તરીકે ખેતી નહી ઉપાડી શકાય તો બે ચાર માણસો ભેગા થઇને પણ એ કામ ખુશીથી કરી શકે એમ છે. આ બે ઉપરાંત ખેતીના ધંધામાં ત્રીજી એક બાબત ખાસ જરૂરની છે અને તે એ છે કે ખેડુત ભણેલો હોય તો વધારે સારૂં અને તેની સાથે જો તેણે ખેતીના વિષયની શાસ્ત્રીય કેળવણી લીધેલી હોય તો ઉત્તમ. વનસ્પતીનું જીવન કેવું છે, સારાં બીથી, સારાં ઓજારોથી ખાતરથી પાકની ફેરબદલીથી, જીવજંતુનુ જ્ઞાન, વગેરેથી કેવો ફાયદો થાય છે, તેનું રહસ્ય કેળવણી સિવાય કોઇ પણ દીવસ ખ્યાલમાં આવી શકતુ નથી. એટલે આ ધંધો જેવો રસમય લાગવો જોઇએ તેવો નહી લાગતાં શુષ્ક લાગેછે, અમેરીકા, જાપાન, ઇંગ્લાંડ, જર્મની વગેરે તમામ સુધરેલા દેશમાં ખેડુતો ભણેલા હોય છે અને તે ઉપરાંત ખેતીનું શિક્ષણ પણ ખાસ લીધેલુ હોય છે પ્રાથમીક શિક્ષણ સાથે ખેતીનું શિક્ષણ આપવામાં આવે છે અને તે ઉપરાંત ખેતીની ખાસ શાળાંઓ અને કોલેજો પણ હોય છે તેથી ખેતીની સુધારણા કરવામાં આ દેશો ઘણા આજ કાલ આગળ વધેલા જોવામાં આવે છે ત્યાં રાજ્યના દરેક પ્રયત્નને ખેતીના શિક્ષણના સંસ્કારવાળી પ્રજા તરત મદદરૂપ થઇ જાય છે એટલુજ નહી પરંતુ વધારે ઉત્સાહવાળી પણ માલમ પડે છે ખેતીની સાથે જે જે બાબતો સબંધ ધરાવે છે. દાખલા તરીકે જમીન, વનસ્પતી, જીવજંતુ, પાણી, ગરમી, ઠંડી, હવા વગેરે તે બધી કુદરતી છે, અને તેના શિક્ષણથી પ્રજા કુદરતના વધારે સમાગમમાં આવી કુદરતના નિયમો અને રચના વધારે સમજી, વધારે કુદરતી બને છે. એટલે સ્વતંત્ર વીચારવાળી, સ્વાશ્રયી, અને સ્વમાનવાળી થાય છે. ઉપરોક્ત દેશોમાં આવા શિક્ષણની ખાસ જરૂર જણાઇ છે એટલુંજ નહી પરંતુ એથી ત્યાં ઘણો સારો પ્રજાને લાભ પણ થયો છે તો આપણો દેશ એ દેશોની માફક કુદરતની અદરનોજ હોય. એવા કુદરતી શિક્ષણથી લાભ નહી મેળવી શકે એમ કેમ બને ? આપણા દેશમાં રાજ્ય તરફથી ખેતીની બાબતમાં ઘણો સારો પ્રયત્ન આજ સુધીમાં થયો છે. પરંતુ પ્રયત્નના પ્રમાણમાં જોઇએ તેટલી પ્રગતિ જોવામાં આવતી નથી, તેનુ મુખ્ય કારણ કેળવણીનો તો તદ્દનજ અભાવ એક ભણેલા માણસને તેના માનસીક વહાશ થએલા હોઇ. તમે જે એક વાત ઇશારામાં સમજાવી શકો છો. તેની તે વાત દાખલા દલીલો સાથે તમે એક અભણ માણસ આગળ રજુ કરશો તોપણ ગમે તેટલો પ્રયત્ન છતાં કદાચ તમે તમારા હેતુમાં તદન નિષ્ફળ

નાંખશે. રાજ્યના શુભ અને અનહદ પ્રયત્ન છતાં ખેતીની સુધારણા જે જોઇએ તેટલી પ્રગતિ જોવામાં નહી આવતી હોય તો તેનું મુખ્ય કારણ અજ્ઞાનતા સિવાય બીજું કાંઇજ નથી માટે તે પ્રથમ દુર થવુ જોઇએ એટલે થોડા પ્રયત્નથી વધારે લાભ તરત જોવામાં આવશે.

આ લેખનો સારાંશ એ નિકળે છે કે હાલના જમાનામાં બે જાતના ખેડુતો એક જાત મહેનતવાળો, અને બીજો વેપાર તરીકે ખેતી કરનારો કરી શકે, અને જો સાથે ખેતીનુ શિક્ષણ પણ લીધેલુ હોય તો ઉત્તમ રીતે કરી શકે, એટલુજ નહી પરંતુ ધંધાને શુષ્ક નહી ગણતાં, રસમય અને આનંદી પણ બનાવી શકે.

આજ કાલની કેળવણીથી જાત મહેનત માટે જે ઘૃણા ઉત્પન્ન થએલી જોવામાં આવે છે, તે કોઇ પણ રસ્તે જેમ બને તેમ જલદી નાબુદ થવી જોઇએ. આ કામ શિક્ષકો જેટલુ ઉત્તમ કરી શકે તેટલું બીજું કોઇ કરી શકે નહી "ભણેલાને હળ પકડવાનુ હોય તો પછી ભણતરની જરૂર શી ?" આવી જે ભાવના જનસમુહમાં જોવામાં આવે છે, તેનુ કારણ આજ સુધી કેળવણીના જે સંસ્કારો પ્રજામાં પડ્યા છે તે એમાં એકદમ ફેરફાર થવો જોઇએ, આજકાલ કેળવાયલાને નોકરી મળતી નથી કેળવણીની તો ખાસ જરૂર છે પરંતુ કેળવણીથી નોકરી મળે તોજ ગુજરાન થાય, એ સંસ્કાર તો કેળવણીમાંથી તદન નાબુદ થવોજ જોઇએ કેળવણીએજ એ સંસ્કાર પ્રજામાં આણ્યો છે. તો કેળવણીએજ એને પ્રજામાંથી દુર કરવો જોઇએ એટલે કેળવણીના ધ્યેયમાં એકદમ ફેરફાર થવો જોઇએ "સો ખેડ સોનુ પાકે" આ કહેવત સઘળી જગોએ ખેડુતોમાં પ્રખ્યાત છે કૃષિશાસ્ત્ર પણ આજ વાત કહેછે. અનુભવ પણ એનેજ સિધ્ધ કરેછે જમીન એ કાચુ સોનુ છે, તો પછી ખેડુતના બાળકોને જે કેળવણી એમાંથી વિમુખ બનાવે, અને માસિક રૂા (૧૫ થી ૨૦) નોકરી માટે ફાંફાં મારતા બનાવે, તે કેળવણીથી કેટલુ નુકસાન હાલના જમાનામાં પ્રજાને થાય છે તેનો વિચાર વાચક વૃંદપર છોડી લેખ સમાપ્ત કરૂં છું.

લેખક:—જે. જી. નાયક બી. એજી.
ખેતીવાડી નિશાળ (ગોધરા)

# ટુંક નોંધ.

લેખક —પરાગજી રણછોડજી દેસાઈ,
ખેતીવાડી ઓવરશીઅર—અમદાવાદ.

સાબરમતી નદીમાં હમેશા પાણી મીઠાં રહેછે. સાબરમતી નદીમા વાડામાં ઓકટોબર માસથી ડીસેંબર સુધી બટાટાનુ વાવેતર કરવામા આવેછે અમદાવાદના બજારમા ધોળા બટાટાની માગ અગર ખપત વધારે હોવાથી ધોળી જાતનુ વાવેતર વધારે થાય છે મોટાલીઅર જાત ધોળી હોય છે પાક વધારે આપે છે પણ તાપમાં સઘડી રાખતી વખતે તાપણી કોહી વધારે જાય છે, સીમલાની જાત કાગારા પકતી થાય છે, ઉગવામાં વાર લાગે છે અને પાક પણ ઓછો ઉતરે છે પણ ટકવામાં સારી રહેતી હોવાથી એનુ વાવેતર પણ કરવામા આવેછે. નદીની ભાઠાની જમીન દર વરસે હરાજીથી આપવામા આવે છે કોઈકોઇ ખેડુત જમીનને સરખી કરે છે ત્યારબાદ હાથ પાવડાથી જમીન (કે જે ઘણેભાગે રેતીની બનેલી હોય છે) ને પાણીની સપાટી સુધી ઉકેલવામા આવેછે તેના ઉપર ગોગરીનુ ખાતર આપવામા આવે છે ત્યારબાદ માટી નાખવામા આવેછે કાપેલા બટાટા ત્યારબાદ માટીના પડમા રોપવામા આવે છે ૧ મણ બટાટા રોપવામા દોઢગાડા મેલા અગર ગોગરી ખાતરનો ઉપયોગ કરવામા આવે છે ભાઠાની જમીનને સરખી કરી હોય તો બટાટા ઉગેછે સારા અને પાક પણ ઠીક આપે છે (૪૦૦ રનીંગ ફુટ જગ્યામા ૪૦ શેર બટાટા રોપ્યા હોય તેની જગાએ ૮૦૦ રનીંગ ફુટ જગ્યામા તેટલાજ બટાટા રોપ્યા હોયતો પાક ઠીક થાય છે એમ અનુભવ સુચવે છે લાગા બટાટા નદીમા ઠીક થાયછે. ઠીમામા ૧ મણ રોપવા માટે ૪ મણ એરંડીનો ખોળ અને ૩ ગાડા ઉકરડાના ખાતરનો ઉપયોગ થાય છે આ બટાટા મોટા અને સારા થાય છે.

અમદાવાદ નજીક ૧૩ મજુર દરરોજ છ મણ બટાટા ઉપર પ્રમાણે ખેડ ખાતર પુરી તથા માટી પુરી રોપે છે; બટાટા રોપ્યા પછી હુંફી અને રેતાના મી આશરે છ ફુટને છેટે અવરનવર રોપવામા આવે છે. બટાટા ઉગીને એક માસના થાય ત્યારે તેને હાથ પાવડાએ ગોડ કરી માટી રેડી, પુરવામાં આવે છે. આમ કરવાથી જે બટાટા બાઝે તે ઢંકાયલા રહેછે પીળા પડતા નથી, અને કદમાં મોટા થાય છે (એક ગાય ઘેટા ખાતરના ૮ કોશના મુ

થી થાય છે અને તેની કીમત રૂા. ૧-૧૨-૦ પડે છે અને તેને અમરાઈ વાડી થી નદીએ ગાડાંમાં નાખી લાવવાની મંજુરી રૂા ૨-૦-૦ થાય છે ) જાનેવારી ની આખરથી તે માર્ચની આખર સુધીમાં બટાટા ખોદી લેવામાં આવે છે, નદીના ભાઠામાં જો જમીન સરખી કરી હોય, ઉકરડાનું ખાતર નાંખ્યું હોય અને સાથે એરંડીના ખોળનો ખાતર તરીકે ઉપયોગ કર્યો હોય તો જેટલા બટાટા રોપ્યા હોય તેનાથી સરેરાશ ૧૪ ગણો પાક થાય છે હુધી અને કાળી નો પાક થાય તે જુદો જ્યારે ગોબરીના ખાતરનો ઉપયોગ કરવાથી બીના રોપાણથી સરેરાશ દશગણો પાક થાય છે ૧ મણ બટાટા રોપવાને, ખાતરનો જમીન સરખી કરવાનો, ગોડ આપવાનો ખોદવાનો તેમજ બી નો ખર્ચ આશરે સરેરાશ રૂા ૨૦ ) વીશ થાય છે. આ સાલ અમરાઈવાડી નજીક કુવા વાળી જમીનમાં ગોબરી અગેર મેલા ખાતરનો દર વીંઘામાં ૧૫ ગાડાનો ઉપયોગ કરી બટાટા રોપવામાં આવ્યા હતા. ગોળ જાત કુવાપર ઠીક થતી હોય એમ લાગે છે. કુવાવાળી જમીનમાં બીથી ૮ થી ૧૦ ગણો પાક થયો હતો જાનેવારીમાં બટાટા ખોદી ખાતર નાખી પાછા બટાટા રોપવામાં આવેલા પણ એ બટાટા બરાબર ઉગ્યા નહીં અને બી થી ચારગણો પાક થયો એટલે એમાં ખોટ ગઈ, ( ઓછામાં ઓછો બીથી ૮ આઠ ગણો પાક થાય તોજ નહીં નુકસાન થતું નથી. ) ગુરાણવાળી જમીનમાં બટાટાનો પાક ઠીક થાય છે. ચોમાસામાં જુવારનો પાક લીધા પછી જો બટાટાનું વાવેતર પુષ્કળ ખાતર આપી કરવામાં આવે તો પણ તેનો પાક ફક્ત ત્રણ ગણોજ થાય છે ( આ વર્ષનો અનુભવ એમ સુચવે છે. ) જાનેવારીમાં બટાટા રોપ્યા હોયતો બટાટા કદમાં નાના થાય છે અને માર્ચના સખત તાપને લઈ આશરે દશ ટકા કોહી જાય છે પાક બીથી ૪ થી ૬ ગણો થાય છે, એટલે એમાં પણ નુકસાન જાય છે.

માટે બટાટા રોપવાનો વખત અક્ટોબરથી ડીસેમ્બર સુધીનો ઠીક જણાય છે ત્યારબાદ ઘાસચારાની જુવાર, મકઈ, ભીંડા ચોળા, કારેલાં, દુધી, તુરી વીગેરે શાકભાજી કરવાં એ ફાયદાકારક છે.

બટાટા ખોદવામાં આવે કે તરત એને શીળાવાળી ઠંડી જગ્યામાં લઈ જવા જોઈએ. બે ચાર દીવસ તાપમાં તપવા ખેતરમાં પડી રહેવા દીધા હોય તો લાલ અને કરવા પડી જાય છે અને ત્યારબાદ કોહી જાય છે. અમદાવાદ તરફ રેતાળ જમીન હોવાથી તેમજ તાપ વધુ પડતો હોવાથી બટાટા સંઘરી રાખવાનો સવાલ કઠણ છે. બટાટા સંઘરી રાખવા માટે ઠંડી જગ્યા જોઈએ કે જ્યા ગરમી જણાય નહીં, જગ્યાની આજુબાજુએ ખુલ્લા તરફ થતી શેવરીના છોડની ઝુંડ, ભીંગાના પુષ્કળ ઝાડ, ગાડાન મારગ

જગ્યામાં ઠંડા પવનની અવરનવર આવ જાવ વીગેરે સાધનની આવશ્યકતા છે. સુરત તરફ આદુ, રતાળુ હળધ વીગેરે રાખવા માટે ઘરમાં ભોયરા અગર આઠા હોય છે આ ભોયરાને પવનની આવજાવ માટે જારીઓ હોય છે. ભોયરામાં ઠંડક પણ રહે છે. અમદાવાદવળા ભાગમાં પથ્થરથી બાંધેલા મકાનમા ઠંડક હોય તે. તો એવી જગ્યાએ અગર તો બીજી ઠંડી જગ્યામાં રાખવો એ ઠીક છે એને કેવી રીતે સારી રીતે રાખવા એ સવાલ બટાટાનું વાવેતર જે લોક મોટા પ્રમાણમાં કરે છે તેણે હાથ લઇ ફ નેહમદ કેવી રીતે થવાય તેનુ નિરાકરણ કરવાની જરૂર છે.

બટાટા રોપતી વખતે આંખ જોઇ તેના કટકા કરવામાં આવે છે. તે વખતે બગડો ગયલા બટાટાનો રોપવામા ઉપયોગ કરવો ન જોઇએ કારણ કે આ જમીનમા કોહી જાય છે, તેથી બરાબર ઉગતા નથી. જમીનમા ખાલા પડી જાય છે અને પાક બરાબર થતો નથી બટાટાના કટકાને રોપતી વખતે ચુનાના પાણીમાં ડબોવી રોપ્યાં હોય તો કોહી જવાનો સંભવ રહેતો નથી. માટે તેમ કરવા ભલામણ કરવામા આવે છે. વળી બટાટા રોપતાં આગળ ચાર પાચ દીવસ એક મણ બટાટા લઇ તેના ઢગલાપર અવરનવર પાણી છાંટી જેવી રીતે સુરત તરફ આદુ, હળધ, અને સુરણને પીલા કુરવાની ક્રિયાને ઉત્તેજીત કરવામા આવે છે તેવી રીતે ૧ મણ બટાટા લઇ પાચ છ દીવસ ભેજમાં રાખવાથી બટાટાની ક્રિયામાં ઝડપ થશે, અને હાલ રોપ્યા બાદ ઉગતાં પંદર વીશ દીવસ જાય છે તે દશ દીવસમાં ઉગશે અને એક પાણીનો બચાવ થાય માટે ઉપર પ્રમાણેનો અખતરો થોડા પ્રમાણમા કરી જોવો એ ઠીક છે, લાભ જણાય તો પછી મોટા અમલમાં કરવુ એ ઠીક છે

બટાટા ખોદતી વખતે હળવતી બટાટાના પાળીઆ વચ્ચે મેડ કરી હોય તો મેહનતમજુના ખરચમાં બચાવ થાય છે.

( ૨ ) મોટી જાતની મગફળીનું વાવેતર એકને એક જમીનમા કરવાથી એનો પાક ઓછો થતો જાયછે અવરનવર ફુલ લેવાની જરૂર છે અને એને ગડીઆ કાંકરા જે જમીનમા હોય તે જમીન સારી આવે છે. ૨૦-૨૫ ગાડાં ઉકરડાનુ ખાતર આપવુ એ સારૂં છે. જ્યા રાખમળી આવે ત્યા તેનો ઉપયોગ કરવાથી એનો ફાયદો થાયછે

( ૩ ) રેતાળ અને કાળાશ પડતી જમીનમાં એરંડી સાથે તલનું વાવેતર ઠીક થાયછે. એક વીંઘામાં સારી જમીનમાંથી ૧૦ મણ દીવેલી ત્યા ૭ મણ તલનો પાક થાય છે

(૪) હું ચલોડે ગયો ત્યારે રા. પરશોત્તમભાઇ અમીન ભાઇનું કહેવું એમ હતું કે દાડમના રોપ રોપ્યા બાદ ઉધઇનો નાશ વધુ હતો તેને માટે બે ભાગ બાજરીના ડોરા તથા એક ભાગ ખાડ એ પ્રમાણેનું મિશ્રણ કરી દરેક રોપના થડની આજુબાજુએ એક મુઠી મુકવાથી ઉધઇનો ત્રાસ ઓછો થયો હતો. વળી એમનો અનુભવ જણાવે છે કે એક આંબો બાર તેર વરસનો થયો ત્યાંસુધી એના ઉપર ફૂલ કેરી આવતી નહતી બે મણ બકરીની લીંડી તથા એક મણ ખડી જુલાઈ માસમા ગોડ કરી તે આંબાને પુરવામાં આવી તો તે વરસે આંબાને મોર આવ્યો અને કેરી પણ આવી હતી અને ત્યારબાદ દર વરસે કેરી આવતી જાય છે વળી રા૦ અસલાલીવાળા રણછોડભાઇનું કહેવું એમ થયું કે કરબને સોના ગેરૂ લગાવી જવાસાવાળા ખેતરમા ફેરવ્યો હોય તો જવાસા કમી થાય છે. આ જવાસા ડાંગરવાળી ક્યારીમા તેમજ ભાલની જમીનમા પણ થાય છે. અસલાલી તરફ આવેલા જલાલપોર ગામના ખેડુત કરબને ગેરૂ લગાવી આવા ખેતરમા રાપ ફેરવે છે અને તેથી જવાસો કમી થાય છે એમ એમનું કહેવું છે.

ઉપર લખેલી બાબતનો અનુભવ કરી તેનું પરીણામ જણાવશે તો બીજા ખેડુતને ઉપયોગી થઇ પડશે આવી રીતના બીજા ઉપયોગી અનુભવનું જો ટિપણ થાય અને ખેતીવાડી ત્રિમાસિકમા લખાણ કરવામા આવે તો બીજા ખેડુતને એ અનુભવનો લાભ મળે

લેખક—પરાગજી રણછોડજી દેસાઇ,

ખેતીવાડી ઓવરસીઅર—અમદાવાદ



# મોહોળા પ્રમાણમાં ખેતી કરનારને જાણવા જેવું

લેખક:—પરાગજી રણછોડજી દેસાઈ
ખેતીવાડી ઓવરશીઅર—( અમદાવાદ. )

ગઈસાલ મોડાસા તાલુકાના ધનસુરા ગામે કપાસનું વાવેતર ખેતીવાડી ખાતાના પ્રયાસને સમજુતથી આશરે ૧૦ એકર પર કરવામાં આવેલું. બે ત્રણ વરસના અનુભવથી લોકની ખાતરી થઇ કે કપાસનું વાવેતર કાળી ઉંડી જમીનમાં સારૂ થાય છે. ધનસુરા નજીક પડતર જમીન ઘણી છે. આ જમીનમાંથી દરવર્ષે એક સાથી ખેડુત રાખી, તલ કોદરા વિગેરેનો પાક લેતા હતા. આ જમીન ધનસુરા ગામના લોક ત્રણ અગર ચાર પટે રાખવા આનાકાની કરતા હતા. તેની કીમત હરાજીમાં ૨૦ થી ૩૦ ઘણી ઉપજી. ધનસુરા, ભીલવાણા વી૦ ગામે આશરે ૨૦૦૦ એકર જમીન હરાજીમાં ( મે તથા આગષ્ટ માસમાં ) કજરી તરફના લેવા પાટીદાર તેમજ સ્થાનીક ખેડુતે વિગેરે રાખી છે. ખાખરા કેયરડાના ઝુંટડાં તેમજ આમલાં ખોદી હળ અગર રાંપ બે વખત ફેરવી આશરે ૭૦૦ વીઘાપર કપાસનું વાવેતર તો ધનસુરા ગામે નવા ખેડુતે કર્યું છે અને આશરે ૭૫૦ વીઘામાં ગામના લોકે કપાસનું વાવેતર કર્યું છે. અને વાવ, ઝુંપડી તેમજ કુવા ખેડુત લોકે નવા કરાવવા માંડયા છે. આ સાલ મોડાસા મહાલમાં આશરે ૧૦૦૦૦ દશ હજાર એકર જમીનમાં કપાસનું વાવેતર થયું હશે ( ૧૯૨૨–૨૩ માં માત્ર ૧૦૪૦ એકરપર વાવેતર હતું ) નવી જમીનમાંથી આમલા વિગેરે ખોદાવવાનો ખર્ચ રૂા ૧૫ થી ૨૫ એકરે થાય છે આ ભાગમાં કપાસ પીલવાનું જીન નથી; માટે ધનસુરા નજીક જીન ગોઠવવામાં આવેતો, વેપારી તેમજ ખેડુતને ફાયદો થાય એમ છે. માટે જેને મદદ હોય તેજ જલદીથી આ જગ્યાએ જીનની ગોઠવણ કરે તો સારૂ; રા૦ નાથુભાઈ જીનને માટે ધનસુરા ગામે પોતાની જમીનમાથી જમીન આપવા ખુશી બતાવે છે. ( કેટલીક જગ્યાએ પાંચ છ જીન હોય છે અને કામ નહોવાને સબબે આમાંના થોડાકને પુરતુ કામ પણ મળતું નથી ) જયાં સુધી જીનની મદદ ન થાય ત્યાંસુધી ખેડુત લોક એકઠા થઇ કપાસ વેચવાને માટે પોતાની સોસાઇટી અગર મંડળ સ્થાપે અને તે દ્વારે વેચાણ કરે તો ફાયદો થાય એમ છે અને માલ પણ સારી જાતનો પકવી શકાય.

મોડાસો મહાલમા હજી કાળી જમીન છે જેની હરાજી હજુ થવાની છે. હરાજીની તારીખ તથા બીજી જોઈતી માહીતિ મોડાસાના મે૦ મહાલકારી સાહેબને લખવાથી મળી શકશે. (બીલવાણીઆ, વાટીસુકાને બારનેલ ૧૫૦૦, એકર, તાલીહ ૨૫૦ એકર, ખરોદા, ૧૧૦૦, એકર, મથાસુરીઆ, ૪૦૦, એકર, કવ, ૪૦૦ એકર, મલેકપુર, ૧૫૦) એકર જમીન હરાજ થવાની છે. જમીન ઘણી ખરી કાળી છે. અને કપાશને માટે લાયક છે. સડકના રસ્તાપર નથી પણ અંદરના ભાગમા છે. આ શીવાય બીજી રેતાળ જમીન પણ પડતર છે કે જેમાં મગફળી, તલ તેમજ એરંડા ઘણા સારા થઈ શકે, જમીન રાખ્યા બાદ દીવાળીથી ખુટદા બાવળા વિગેરે ખોદાવી સાફ કરવી. પછી કરબ અગર રાંપ ફેરવવા. નીચા ઉંચા ટેકરાવાળી જમીન હોય તો ચેણ અગર લેવલ ર થી સરખી કરવી. આ જમીન શીયાળે ઉન્હાળે રાપથી સારી રીતે ખેડી શકાય એમ છે; સારી રીતે ખેડાયા પછી જમીન તઈયાર થાય તો વરસાદ આગળ કપાસ થાણી મુકવામાં આવે તો પણ હરકત જેવુ નથી. (આ ભાગમા હળ (એક જાતનુ સરખુ) ઓજારમાં હતું તે હવે કપાસની ખેતી દાખલ થઈ એટલે રાપ, રાપડી વિગેરે ઓજાર બનાવવાની શરૂઆત થઇ છે.) કપાસનું વાવેતર મોડાસા સાયરા વિગેરે ગામો તરફ પણ દાખલ થયું છે ઉપરના દાખલા પરથી જણાશે કે ચોણી ખેતી કેવી રીતે કરવી તેના સંબંધમાં ખેતીવાડી ખાતાના શુભ પ્રયાશમાં બહોળા પ્રમાણમા ખેતી કરવા જે નવા ખેડુત આવ્યા છે તે પણ મદદગાર થઇ પડે છે. ના૦ સરકાર તરફથી નવી જમીન ખેડવાને દર એકરના રૂ. ૧૫) લઇ ટ્રેકટર ભાડે આપવામાં આવે છે.

લેખકઃ—પરાગજી રણછોડજી દેસાઈ,

ખેતીવાડી ઓવરશીઅર—આમદાવાદ.

# જાહેર ખબર.

ધી ગુજરાત ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ ત્રિમાસીક પત્રમાં અત્યાર સુધી જાહેર ખબરો છાપવાનો રીવાજ હતો નહિ પણ પત્રના ગ્રાહકોની સગવડને માટે, ખેતીવાડી તેમજ હુન્નર ઉદ્યોગને લગતી જાહેર ખબરો પત્રમાં છાપવાનું ઉચીત લાગવાથી તે હવેથી નીચેના દર મુજબ લેવામાં આવશે.

| જાહેર ખબરની જાત | કેટલી લીટીઓ અથવા પાના | | |
|---|---|---|---|
| અનિત્ય | ગમે એટલી લીટીઓ પણ આઠ લીટી કરતા વધુ નહિ | દરેક લીટી છાપવાના બે આના પણ દરેક જાહેર ખબર દીઠ આઠ આનાથી કમતી નહિ | |
| | | ૨ અંક | ૪ અંક |
| | | રૂ૦ આ૦ પા૦ | રૂ૦ આ૦ પા૦ |
| જાથુકની | પા પેજના ... | ૫—૦—૦ | ૯—૦—૦ |
| જાહેર ખબરો | અર્ધા પેજના ... | ૮—૦—૦ | ૧૩—૮—૦ |
| | એક પેજના ........ | ૧૧—૦—૦ | ૧૮—૦—૦ |

અંકના પાછલા બહારના પુઠાપર છાપવાની જાહેર ખબરો પેટે (ઉપરના દર કરતાં એકંદર ૧૫) ટકા વધુ લેવામાં આવશે

જાહેર ખબરો પેટે પૈસા અગાઉથી લેવામાં આવશે કોઇ પણ જાહેર ખબર ભારૂચના ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગના મંડળને માન્ય નહિ હશે તો પત્રમાં દાખલ કરવામાં આવશે નહિ

ઇશ્વરલાલ નરસીલાલ દેશાઇ.
ઓ૦ સેક્રેટરી
ભારૂચ ખે૦ હુ૦ ઉ૦ મંડળ.

☞ મહેરબાન ભરૂચ જીલ્લાના કલેકટર સાહેબની પરવાનગીથી શ્રીક્રમમાત હરીનાથ શાસ્ત્રીએ "વિકટોરીયા" પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યું અને ભરૂચ હુન્નર ઉદ્યોગ અને ખેતીવાડી ખીલવનાર મંડળના વાઇસ પ્રેસીડન્ટ મે૦ સરદાર રા૦ બા૦ મોતીલાલ ચુનીલાલ દેશાઇએ જપારી પ્રસિદ્ધ કર્યું

श्री गुजरात

# खेतीवाडी अने हुन्नर उद्योग त्रिमासिक.

# The Gujarat Agricultural & Industrial Quarterly.

વર્ષ ૧૨ મું.] જાનેવારી ૧૯૨૫ [અંક ૪ થો.

कृषस्य छेखिता स्वर्णं दैन्य सचान पेक्षिता ॥
हाँर. कृषि पुराणस्य इत्युवाच पराशर. ॥



ભાવાર્થ. ખેતી ઉપર ખેડુત પોતે જાતે દેખરેખ રાખે તો તે સુવર્ણ આપે એવી છે. પણ જો પોતે તેના ઉપર નજર નહી રાખે તો દીન બનાવે એવું કૃષિપુરાણમાં પારાશર ઋષિ કહે છે.

લવાજમ—મંડળના લાઈફ મેમ્બરોને મફત—મંડળના સભાસદોને મફત.
અન્ય ગૃહસ્થો માટે વાર્ષિક રૂ ૧-૦-૦ પોસ્ટેજ રૂ ૦-૨-૦

(૨) ખેતરની આજુબાજુ માટીની દીવાલો કરવા તેની માટી પાસેથી લેવી એટલે ખેતરની આજુબાજુ કાંસ થશે આમ કરવાથી જનાવર અંદર બીલકુલ દાખલ થઇ શકતા નથી; તેમજ જમીનમાં જે વધારે પાણી હોય તે ઝમીને નીકળી જાય છે તેથી જમીનનું ઝમણ સુધરે છે ને બાગાયત તુલ થઇ શકે છે. આ જાતની વાડમાં ખર્ચ સહેજ વધારે આવે છે પરંતુ આદુ, હળદર, શકરીઆ વગેરે બાગાયત તુલ જેવે કે મુંડ, રાયણ, સીમોરી વગેરેનો ભો વધારે છે તેની બાજુબાજુ કરવાથી ખર્ચ કરતા ફાયદો વિશેષ પડે છે કાળી જમીનમાં ખાસ કરવી; કારણ કે ત્યાં થોરની વાડ ઉછરતી નથી જેથી આ વાડ કરવાથી કાંસ પણ થાય છે. તથા વાડ પણ થાય છે એટલે રક્ષણ કરી શકાય છે તથા ઝમણ સુધારી શકાય છે.

(૩) આફ્રિકા વગેરે દેશોની પેઠે કાંટાવાળા તારની વાડ કરવી. આ વાડ નાના નાના ખેતર હોય ને થોર વગેરે ઉછરી શકતા ના હોય ત્યાં જરૂરી છે. આ વાડની પાસે ફળાઉ ઝાડ ઉછેરવાં તથા ચોમાસામાં વેલા ચઢાવવા. ૭ ૭ ફુટને છેટે આશરે લગાવેલા લોઢાના અથવા લાકડાના થાંભલા રોપી તેના ઉપર નીચલા ભાગમાં વેંતને છેટે ને ઉપલા ભાગમાં તેથી વધારે છેટે તાર ચોઢવા એટલે જનાવર અંદર જલદી દાખલ થશે નહિ. આ જાતની વાડથી વાડમાં રોગના જંતુ તથા ઝેરી જનાવર ભરી રહેવાનો સંભવ નથી પરંતુ ખેતર ખુલ્લું દેખાય છે એટલે પવન વગેરેથી તુલ પડી જવાનો સંભવ છે.

**મોવજત**—વાડ એ ખેતરનું રક્ષણ છે, માટે જો કોટની પેઠે મજબુત હોય તો સારી. તેને માટે ખેડુતે જ્યારે જ્યારે ખેતરમાં જવું પડે ત્યારે દાતરડી લેતા જવું..વાડ તપાસવી તેમાં જો છીંડું પડ્યું હોય તો ખાડો ખોદીને થોરીઆ પુરવા, અથવા ડાળાં પુરવા દરેક જેઠ માસે થોરીઆ પુરી વાડ મજબુત કરવી તાણી અગર વાડ કાતરવાની કાતરથી માથા ઉપરથી તથા આજુબાજુ વધેલાં ડાળાં તેમજ ડાળખાં કાપી નાંખવી. વાડ નીચે જે પાંદડાં ઘાસ વગેરે સુકાયલું હોય તે તથા કાપેલાં ડાળાં ખાડામાં નાંખી કહોવડાવવા અગર ખેતરમાં બાળી મુકવા. વાડથી ચાર ફુટ સુધીમાં કંઇ વાવવું નહિ તેમજ તેની અંદર બહુ ચારો થવા દેવો નહિ. વાડની અંદર પણ ચારો ઉગવા દેવો નહિ કારણ કે રોગના જંતુ ભરાઇ રહે છે. ઝાડના જે જે ડાળાંનો છાંયો ખેતરમાં નુકસાન કરતો હોય તે કાપી નાખવા જો માટીની વાડ હોય તો આજુબાજુના કાંસ ખોદી તેની માટીથી દીવાલ મજબુત કરવી. વાડ સુશોભિત દેખાય ને સામા માણસની આંખોને આનંદ આપે તેવી કરવી તે દરેક માણસની ફરજ છે તેથી ખેડુતને પણ તાસમા તાની આપશે ને ધારેલા ફાયદા મેળવી શકશે.

તા• ૧૯-૯-૨૪. ભગાભાઇ સેનાભાઇ પટેલ.

ખેતી શીક્ષક—કઠલાલ (અમદાવાદ)

# બળદની કાંધ સુજે છે તે ઉપર ઉપાય

બળદને અકસમાત જોર આવવાથી તથા વધુ ભાર ખેચવાથી કાંધમાની નસ ચગદાય છે તેથી નસ ફુલે છે ને કાંધ મોટુ થાય છે તે માટે નીચેના ઉપાય.

( ૧ ) ઘણી ઝીણી વાટેલી હળદર તોલો ૧ તથા અફીણ તોલો ૧ાા લઈ નવટાંક સરસીઆ તેલમાં એક રસ કરી કાંધ ઉપર ઘસવું.

( ૨ ) અળસીનુ તેલ જ્યારે ત્યારે મસળવું

( ૩ ) ધતુરાના પાંદડાંનો રસ, સાબુ, તથા તલનુ તેલ ત્રણે ભેગા કરી દેવતા ઉપર ખદખદે ત્યા સુધી ગરમ કરતા, ઉતારીને કાંધ ઉપર ચોપડવુ.

( ૪ ) કાંધનો સોજો જો ન ઉતરતો હોય તો ખરસાડીની કુમળી ડાળીઓ દેવતા ઉપર ઉની કરવી ત્યાર પછી તેનો રસ કાઢી કાંધ ઉપર ચોપડવો ને કુચા વતી શેકવુ

તા૦ ૧૯-૯-૨૪ ભલાભાઈ શનાભાઈ પટેલ.

ખેતી શિક્ષક—કણભા ( અમદાવાદ )

## એક સત્ય ઘટના

પ્રાચીન સમયમા રાજા તેમજ પ્રજા તરફથી ખેતીવાડી પ્રત્યે લક્ષ આપવામા આવતુ હતું, એમ શાસ્ત્રો વાંચવાથી જણાઇ આવે છે આવી સ્થીતી લગભગ ઇ૦ સ૦ના દશ સઇકા સુધી રહી. ત્યાર પછી મુસલમાનોના આક્રમણ ને લીધે તેમજ દેશી રાજ્યોના માંહે માંહેના કુસંપને લીધે રાજ્ય ને પ્રજા બન્નેનું લક્ષ તે તરફ ખેંચાયુ, આથી ખેતી પ્રત્યે દુર્લક્ષ અપાયું ને ખેતીની પાયમાલી ચાલી. અગ્રેજો હીંદમા આવ્યા તે વખતે પણ તેવી સ્થીતી હતી હાલ પણ તેવી સ્થીતી છે. તેમાં સુધારો થયો નથી.

આપણો ગુજરાત પ્રાંત ખેતીવાડી પ્રધાન છે તેના લગભગ ૭૫ ટકા લોકો ખેતી ઉપર ગુજારો ચલાવે છે, છતા ગુજરાતી સાહિત્યમા કૃષિ સબંધી

ગણ્યા ગાંઠ્યા પુસ્તકો છે આંકડો ૧૪ ૬૫ લાખની વસ્તીમા ફક્ત ત્રણ છે ( એક વડોદરા રાજ્યનુ ને બે બ્રિટિશ હદના ) લોકોનુ લક્ષ ખેતી પ્રત્યે નથી ને ગુલામગીરી તરફ દોરાયુ છે જેથી દિવસે દિવસે ખેતીની પાયમાલી થતી જાય છે આ સ્થીતિમાથી ઉગારવા નામદાર સરકારે ૧૯૦૦ ની સાલથી ખેતીવાડી ખાતુ શરૂ કર્યું તેના અધીકારીઓએ તનતોડ પ્રયત્ન કર્યો. પરંતુ આ પધ્ધતીથી બહુ કાર્ય દર્શાવી શકયા નહી તેઓએ અત્યાર સુધી અખતરા કરી જે ફળ મેળવ્યું છે, તેથી દેશને ઘણો લાભ થયો છે પરંતુ સખત પ્રયાસો વગર તે ફળ લોકોના કાન સુધી પહોંચ્યુ નથી એટલે લોકો પોતાની ઘરડમા ચાલ્યા જાય છે. તેમજ કહે છે કે આપણે કરીએ છીએ તે ખરૂં ને સરકાર બતાવે છે તે ખોટું છે આવો ભ્રમ તેમના હૃદયમા વાસો કર્યો છે ઈશ્વરકૃપાથી લડાઈ ચાલીને રૂ, દાણા, તેલી બીયા વગેરેના ભાવ વધુ આવ્યા, એટલે લોકોનુ લક્ષ ખેતી તરફ ખેચાયુ ને નોકરીનો મોહ ઓછો થયો પરંતુ ચાલતી ઘરડ છોડી નહિ

હાલની પ્રજા ભલે તેમની પધ્ધતિના સસ્કારો છોડે નહિ પરંતુ ભવિષ્ય ની પ્રજા તેવા અંધકુપની પેઠે ચાલે નહિ, ને સુધરે એવી જીજ્ઞાસા મુંબઈ સરકારમાં જાગૃત થઇ તેણે લગભગ ૧૯૨૧ ની સાલથી પ્રાથમિક શાળાઓમા ખેતીનો વિષય દાખલ કર્યો તેનુ પરિણામ સારૂ આવવાથી ગઇ સાલથી મુંબઈ સરકારે દક્ષિણમા ને ચાલુ સાલમા ગુજરાત તથા સીંધમા અખતરા તરીકે કેટલીક સ્કુલોમા તે વિષય દાખલ કર્યો છે.

લોકોનુ લક્ષ ખેતી પ્રત્યે દોરાયુ છે પરંતુ લગભગ ૯૦૦ વરસ સુધી ના જે સસ્કારો તેમના હૃદયમા ઘર ઘાલીને બેઠા છે તથા અંગ્રેજી રાજ્ય પછી આજ સુધીમા તે સસ્કારો કાઢવા માટે પુરતો પ્રયાસ કરવામા આવેલો ન હોવાથી લોક મત આ વિષયની સખત વિરૂધ્ધ છે આથી [illegible] પ્રાથમિક શાળાના શિક્ષકોને કામ કરવુ પડે છે, ને લોકોની વિરૂધ્ધ ભાવનાઓ સહન કરવી પડે છે મહાત્મા ગાંધીજીના ઉપદેશ પ્રમાણે " લોકો ભલે વિરૂધ્ધ હોય પરંતુ આપણા મનમા જે સદ્ વિચાર લાગતો હોય તેનુ પાલન કરવુ ને કષ્ટ સહન કરવુ " તે ઉપદેશ પ્રમાણે દરેક શિક્ષક ખેતીનો વિષય શીખવવા થી ભવિષ્યની પ્રજા મહેનતુ તથા ખેતીમા લક્ષ આપી ફાયદો મેળવી શકશે, તો આપણે પણ યત્કિંચિત દેશ સેવા કરી ગણાશે, એવી આશાથી કામ કરે છે પરંતુ ખેતીવાડી ખાતાના અમલદાર તથા અન્ય સહાયકોની આ બાબતે ફરજ એ છે જે શિક્ષકોને વધુ ક્ષેત્રમાં આ વિષય દાખલ કરવા લોકમત [illegible] માંથી જુની ભાવનાઓનો નાશ કરવો

લોકોને નવીન જોવાનું મળે તથા લાભો પ્રત્યક્ષ બતાવી શકાય અથવા તે સંબંધીના સાહિત્યોનો ફેલાવો કરવામાં આવે તેમજ તેમના સંસ્કારો ફેરવી શકાય છે. મુસાફરી કરીને ગામેગામ ઉપદેશ આપવાથી જેટલું કાર્ય થાય નહિ તેટલું કાર્ય આજુ જમાનામા પેપરોને માસિકોથી થાય છે આ પ્રયત્નથી ટુંક મુદતમાં આપણા સદ્‌વિચાર ખેડુતોના કાન સુધી પહોંચશે ને તેનુ પરીણામ સારૂ આવશે. જે જે દેશોની ચઢતી યા પડતી-જર્મની, જાપાન, રૂશીઆ-ટુંક મુદતમાં થઇ છે તે સાહીત્યને આભારીજ. આ કારણે આપણા ગુજરાતમા ખેતીવાડી મીસાલને ખેતીવાડી હુન્નર ઉદ્યોગ વગેરે માસીકમાં વધુ પ્રમાણમાં દરેક પોતાના અનુભવો જણાવે, તથા તેનો વધુ ફેલાવો કરી ઉત્તેજન આપે, તોજ જલદી ક્ષેત્ર તઈયાર થઇ શકે તેમ છે આ માટે ખેતીવાડી ખાતા જેવા પરોપકારી ખાતાએ તથા સરકારે તેમજ સદગૃહસ્થોએ વધુ પ્રયાસ કરવાની જરૂર છે ઇશ્વર ઇચ્છા હશે તો ટુંક મુદતમાં ધાર્યું ફળ મેળવી શકાશે

વિજ્ઞપ્તિ-નીચે દર્શાવેલ શાળામા નામદાર સરકાર તરફથી સેવા કરવાનો મને સુઅવસર પ્રાપ્ત થયો છે શુભેચ્છકો પોતાનો અનુભવ માગે સુચનાઓ આપશે તો તેમનો હું આભારી થઇશ ને મહદ્ ઉપકાર માનીશ.

તા० ૧૯-૯-૨૪ — લલુભાઇ મનાભાઈ પટેલ,
ખેતી શીક્ષક—કણભા ( અમદાવાદ )

---

## આમારૂં નિત્ય કર્મ

હિંદુસ્તાન ખેતીવાડીનો દેશ છે તેમાં ખેડુતોની વસ્તી વધારે છે જેથી તેમના છોકરાઓને ખેતીનું શીક્ષણ અપાય ને તે છોકરાઓ મોટા થઇ એટલે ખેતીનો ધંધો સારી રીતે કરી શકે એવા હેતુથી નામદાર મુંબઇ સરકારે ગુજરાતમાં ચાલુ સાલમા ખેતીવાડી સ્કુલો ખોલી છે ( ૧ ) વાગડીઆ, ( ૨ ) શુકલતીર્થ, ( ૩ ) દેલવાડા, ( ૪ ) નડીઆદ ને પાંચમી કણભા આમારી સ્કુલ અમદાવાદ જીલ્લાના દક્ષિણ દશક્રોઇ તાલુકામાં છે. અમારૂં ગામ અમદાવાદથી ૧૦ માઈલ દૂર પુર્વમાં છે.

આમારી સ્કુલ ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબના હુકમથી સને ૧૯૨૪ ના જુન માસમાં ઊઘાડવામાં આવેલી ત્યારથી ગુજરાતી,

કુણથલ, આકરોલ, વગેરેના વિદ્યાર્થીઓ ભણવા આવે છે પરગામના છોકરાઓ ને આવતા હરકત પડે નહિ તેટલા માટે અમારી સ્કુલનો ટાઇમ અગીઆરથી પાંચનો ટાઇમ કરવામાં આવેલો છે. અમને બીજા વિષયોમાં અડગણ નપડે તેમજ અમારા મગજ ઉપર વધારે બોજો ન પડે માટે હેડ માસ્તર સાહેબે અમારા દિવસ નક્કી કરી આપ્યા છે. તેની વીગત ધો૦ સાતમું, સોમ અને ગુરૂ, ધોરણ છઠું, મગળ, શુક્ર, ધોરણ પાંચમુ, બુધ અને શનિ, એ દિવસોએ અમે ખેતીવાડી માસ્તર પાસે ખેતીનું શિક્ષણ લેવા જઇએ છીએ ત્યાં શરૂઆતમાં અમે આપેલું લેસન તઇયાર કરીએ છીએ એટલે પુછી લેછે. ત્યારપછી જમીન, વનસ્પતિ, ઢોર અને તેના રોગ. વનસ્પતિ શાસ્ત્ર અને તેના રોગ, તુલ, બી, ખેતીવાડીને લગતી ભુગોળ, વેપારના માર્ગ વગેરે શીખીએ છીએ તેમજ વહેવારમા ઉપયોગી થઇ પડે તે માટે સોસાયટિનું જ્ઞાન આપવામાં આવેછે. આ પ્રમાણે અમારા વિષયો બે વાગે પુરા થાય છે બે વાગ્યા પછી અમે ગામના વિદ્યાર્થીઓ પરગામથી આવેલા વિદ્યાર્થીઓને પાણી વગેરે પાઇને જરૂરી ઓજારો સાથે ખેતીવાડી ફારમ દુર છે ત્યાં જઇએ છીએ રસ્તામાં અમે દરેક છોકરાઓ પોત પોતાની મરછી મુજબ છોડ, વેલા, ડાળાં, વગેરે ખેચીને કે તોડીને લાવીએ છીએ. ને એક બીજાનું મળતાપણું તથા જુદાપણું સમજાવીએ છીએ. સમજણ ન પડે તે અમારા માસ્તર સાહેબને પુછીને સમજીએ છીએ તેમજ રસ્તામા ગમે તે એક જગ્યાએ બેસી ગમે તે એક છોડનું અવલોકન કરીએ છીએ. રસ્તામાં અવલોકન, ગમત, તેમજ આનદ કરતા અમારા ફારમમા પહોચીએ છીએ ત્યા આગળ પીપળ તળે બેસી સહેજ વિસામો લઇ કુવામાથી પીવાનું પાણી કાઢી પી પોતપોતાના સોપેલા પ્લોટમાં જઇએ છીએ, તેમાથી ઘાસ, કચરો કાઢી નાખીએ છીએ તેમજ જો પાણી પાવાની જરૂર પડેતો એક બીજાની મદદથી પાઇએ છીએ. પ્લોટ દુરસ્ત કર્યા પછી અમારા પ્લોટમાં અમે જે છોડ પસંન્દ કર્યો હોય તેના થડ, પાંદડાં, ડાળાં, ફળ, ફુલ, ઉચાઇ વગેરેનું અવલોકન કરીએ છીએ અને તેની નોંધ દરોઇગ સાથે નોટમાં લઇએ છીએ નોંધ લીધાપછી અમારા ફારમમાં તથા પાસેના ખેતરોમાં, હળ, શંપડી, ચાવળ વગેરે હાંકવા જઇએ છીએ. ટાઇમ પુરો થવા આવે એટલે અમે બધા છોકરઓ ઘર ભણી . અવલોકન કરતા આવીએ છીએ અને પરગામના છોકરાઓને ઉમંગ ભેર રજા આપીએ છીએ.

ઉપર પ્રમાણે અમારૂં નિત્ય કર્મ છે જેથી અમને નીચેના લાભ થયા છે.-

(૧) પરગામના છોકરાઓ સાથે રહેવાથી અમારામાં કુસંપ, અદેખાઇ

વગેરેનું પ્રમાણ ઘટી જઇ સંપ વધે છે. એથી ભવીષ્યમાં અમને ઘણો લાભ થવાનો સંભવ છે.

(૨) અમે એકબીજાને ખેતીના કામમાં મદદ કરતા હોવાથી સુખ દુઃખ ના ભાગી થઇએ છીએ.

(૩) વનસ્પતિ અને જંતુઓનુ અવલોકન કરવાથી કુદરત પ્રત્યે પ્રેમ વધે છે.

(૪) ખેતી સબંધી જ્ઞાન મળતુ હોવાથી ભવિષ્યમાં સારી ખેતી કરી શકીશુ

(૫) ખુલ્લી હવામાં ફરવાનું હોવાથી તથા શરીરની કસરત થવાથી અમારાં શરીર તંદુરસ્ત અને મજબુત થયાં છે.

(૬) જાત મહેનત કરવામાં જે અમને શરમ આવતી તે હવે મટી ગઇ છે.

કેશવલાલ નાથાભાઇ પટેલ ધો૦ સાતમું.

કણભા. (અમદાવાદ).

---

# કાતરા વિષે કંઇક.

પરમદયાળુ પરમાત્માની આ સૃષ્ટિમા દરેક વસ્તુને ભય રહેલો છે. એ રાજર્ષિ ભતૃહરિનું કથન સર્વાંશે સત્ય છે આ નિયમ જેટલો માણસને અને પ્રાણિઓને લાગુ પડે છે આપણે અહિ પાકને નુકશાન કર્તા જંતુઓમાં કાતરા અને તેવીજ પ્રકારની બીજી ઇયળ એ મુખ્ય છે. કાતરા આખાં ખેતરનાં ખેતરો સાફ કરી ખેડુતોને હનાશ કરી નાખે છે. તોતે સંબંધી કેટલુંક વિવેચન આ લેખમા કરીશ.

સુર્ય જયારે કૃતિકા નક્ષત્રમાં આવે છે ત્યારેથી એટલે મે માસના પાછલા પચીસમી પછીના દીવસોથી વરસાદ આવવાની આશા રખાય છે. કેટલીક વખત વરસાદ કૃતિકા ને રોહિણી નક્ષત્રના સુર્ય હોય ત્યારે થાય છે. પણ ખરો કાતરાને જયારે ભેજવાળી ગરમ હવા હોય, ત્યારે અનુકુળ છે. આથી જુન માસમાં પહેલો વરસાદ થયા પછી ૪-૫ દિવસમાં એની કુદી બહાર નજરે પડે બહાર દીવો મુકીને બેસીએ તો તેવી અસંખ્ય કુદીઓ પતંગીઆ તે તરફ દોડશે આ વખતે આપણે એ કુદીઓમાંથી તેની કુદી કે

જેના પીળી પાંખ સિવાયના અવયવો કાતરાના જેવાજ હોય છે. તેને ઓળખી કાઢવી અને એ ઉપરથી જાણવુ કે હવે થોડા દિવસમાં તેની શરૂઆત થશે. ચાલુ સાલે ગોધરા વર્નાક્યુલર એગ્રીકલ્ચરલ સ્કુલમાં કાતરાની સંપુર્ણ ઉત્પતિ છોકરાઓને બતાવવામાં આવી હતી. તે નીચે મુજબ છે.

સામાન્ય રીતે દરેક જંતુને જેમ ચાર અવસ્થા છે. તેજ પ્રમાણે એની પણ ચાર અવસ્થા છે (૧) ઇંડુ (૨) ઇયળ (૩) કોશેટો (૪) પતંગીઉ—કુદી—

ઈંડુ—ચોમાસાની શરૂઆતમાં એક વરસાદ પડયા પછી ઉપર કહ્યું તેમ કાતરાની નર માદાઓ પુષ્કળ નીકળે છે. જે આપણે પ્રત્યક્ષ જોઇ શકીએ છીએ. આ પ્રમાણે નર, માદા નીકળ્યા પછી તે બન્નેનો સંબંધ થાય છે સંબધ થયા પછી નર તો તરતજ મરી જાય છે, અને માદા પોતાનાં ઈંડાં લીલાં પાન, ઘાસ વગેરે ઉપર મુકી મરી જાય છે લીલાં પાનપર મુકવાનો હેતુ એછે કે ઇંડામાંથી ઇયળ થતા તેને તરત ખોરાક મળી રહે. પતંગીઆ જેવા જંતુને પણ ઇશ્વરે પોતાની પ્રજા જાળવવા આટલી સમજ આપી છે. તે જોતાં પરમાત્માની અનંત શક્તિનું આપણને ભાન થાય છે એક માદા આશરે ૪૦૦ થી ૬૦૦ સુધી ઇંડા મુકે છે આ ઈંડા રંગે પીળા અને રાઇના દાણાથી પણ નાનાં હોય છે

ઇયળઃ—ઇયળ એ બીજી અવસ્થા છે. એજ કાતરા નામે ઓળખાય છે. ઇંડાં મુકયા પછી ઋતુ અનુકુળ હોય તો તેમાંથી ૫–૬ દિવસમાં ઝીણી ઇયળ નીકળે છે આ ઇયળને એકંદરે આઠ જોડ પગ હોય છે ત્રણ જોડ ખરા અને પાંચ જોડ ખોટા, આ ઇયળ પ્રથમ જે જગ્યાએ ઉત્પન્ન થાય તે જગ્યાની લીલોતરી ખાઇને પછી અપાટાબંધ ખેતરમા ઉતરી પડે છે. આ વખતે તેમની સંખ્યા અગણીત હોય છે. તેને લોકો દમ્રવ કોપ માને છે. કાતરાની ખાવાની ઝડપ એટલી બધી છે કે ગણ્યા દિવસોમાં આખા ખેતરનાં ખેતર ઉજ્જડ બનાવી દેછે. કાતરાની ઉત્પતિ કાળી જમીનમાં થતી નથી પણ ગોરાડુ જમીનમાં ઘણી થાય છે. આ પ્રમાણે અનુકુળ ઋતુ હોય તો ૨૧ દિવસ સુધી કાતરો ટકી રહે છે પછીથી ખાવાનુ કામ ઓછું કરી દેછે. અને ૨૨–૨૩ દિવસ થતાંમાં તો જાણે કાંઇ જગ્યાએ છેજ નહિ એમ જણાય છે આ વખતે લોકો પ્રભુનો કોપ શાન્ત થયો એમ માને છે. કોશેટા બનતી વખતે વાડ કે એવી નિર્ભય જગ્યાએ કાતરો ખસી જાય છે

કોશેટોઃ—આ ત્રીજી અવસ્થા છે. એ અવસ્થામાં કાતરો બીલકુલ

નુકશાન કરતો નથી. પરંતુ આ વખતે જો ઋતુ અનુકુળ હોય તો ફરી થઈ ફરી ઇંડાં મુકે પણ પાછળથી પ્રતિકુળ સંજોગો હોવાથી ફરીથી કાતરા થતા નથી. આ કોશેટા અનુકુળ સંજોગ આવતા સુધી જમીનમાં પડયા રહે છે. પણ ચોમાસુ આવતાં શરૂઆતના વરસાદ પછી અનુકુળ સંજોગોમાં કોશેટા ફાટીને તેમાંથી ફુદી—પતંગીઆ નીકળે છે. અને અસલ મુજબ પોતાનું કામ ચાલુ રાખે છે.

આ પ્રમાણેની કાતરાની જીંદગીને દૈવ કોપ અથવા મહાન આપત્તિ માને છે.

તે અટકાવાના ઉપાય— હિંદુ ધર્મ અહિંસા પ્રધાન છે. આથી લોકો તેને અટકાવાના ઉપાય કરતા નથી. બીજું દેશનો ઘણોખરો ભાગ અજ્ઞાન હોવાથી તે તરફ જરાપણ લક્ષ આપતા નથી. છતાં જો નીચેના ઉપાયો લેવામાં આવે તો તેનો ઉપદ્રવ ઓછો થઇ શકે

પાછલી ખેડ—પાક લીધા પછીથી જમીનને સારો ઉંખેડ પાડવો જોઇએ જેથી તેના કોશેટા અંદર દટાઇ જાય, અથવા બહાર પડેલા કોશેટાને પક્ષીઓ વીણી ખાય. ઉનાળાના દિવસમા ખેતરના છેડા વગેરે સાંફ કરી તેને બાળી દેવા આથી પણ કાતરાના કોશેટા અને બીજાં જીવજંતુ પણ બળી જશે. સારૂં ખાતર વાપરવું જેથી છોડ સારી જોસદાર નીકળે અને જલદી વધીને મોટો થાય. મોટા થએલા છોડપર તેની ઓછી અસર થાય છે; પાળી ( Ridge ) કરીને તુલ કર્યું હોય તો તેની ઉપર ચઢી શકતા નથી અથવા ચઢે તોપણ બહુજ ઓછા, આથી રીજનો ઉપયોગ કરવો તે વધારે સહી સલામત છે ( ચાલુમાલે આ નિશાળમા સપાટ જમીનના કપાસ કરતાં રીજના કપાસને કાતરાથી નહિ જેવુ નુકસાન થયું હતું. ) ( રીજના અખતરા ઋતુ ઉપર ચાલુ છે જેથી પરિણામ જણાવે લખીશ ) જે માલુસોને કાતરા નષ્ટ થવા દેવા હોય તેણે બીજા ખેડુતોની મદદ વડે ખેતરમાં વરસાદ થયા પછી ફુદી દેખાય કે તરતજ એક મોટી થાળીમા ગ્યાસતેલ અને પાણીનું મિશ્રણ ભરી તેમાં લાકડાની ઘોડી મુકી તે પર ફાનસ મુકવુ અને આખી રાત રહેવા દેવુ આથી પતંગીઆ દીવા તરફ આવશે અને કેરોસીનના મિશ્રણમાં પડવાથી મરી જશે. આ પ્રમાણે સહકારથી ખેડુત ભાઇઓ પોતેનો હજારો ફુદીઓનો નાશ કરી નવા ઉત્પન્ન થતાં જંતુ અટકાવી શકે દક્ષિણમા બેલગામ જીલ્લામા ખેડુત ભાઇઓના સહકારથી ત્યાં ડાંગરમાં થતી ખપરડી ( ઇયળ ) નો તદ્દન નાશ કરી શક્યા છે. કેટ પ્રમાણેનો દ્દાનપગાળો પ્રયોગ ચાલુ રાખવાનાં આવે તો ખેડુત

ભાઇઓને તેનો ફાયદો પ્રત્યક્ષ જણાશે એ સંબધી વધુ અખતરા સરકારના ખેતીવાડી ખાતાએ શરૂ કર્યા છે. જેનું પરિણામ જણાતા સુધી ઉપર પ્રમાણે ની ગોઠવણ સારી અને સવડ વાળી છે એથી ખેડુત બંધુઓ તેનો લાભ લેશે. એવી આશા છે. (ઇત્યલમ)

B. M. Purohit,
Assistant Master,
Vernacular Agr. School Godhra.

---

## —રીંગણી અને કપાસને થતા રોગ.—

દુનિયાની દરેક વસ્તુને કંઇને કંઇ ભય રહેલો છે તે નિયમ અનુસાર દરેક જાતના ઝુલને જુદીજુદી જાતના રોગ લાગુ પડે છે. આપણે પ્રસ્તુત લેખમાં રીંગણી, મરચી, અને કપાસના રોગનો વિચાર કરીશું. તે સાથે તેને રોપવાની રીત વગેરેનો ટુંક વિચાર કરવો અસ્થાને નહિ ગણાય

ધરૂ—રોગનો વીચાર કરતાં પહેલાં તે છોડને ઉગાડવાની બાબતપર ખાસ ધ્યાન આપવું જોઇએ જે જમીનમાં ધરૂ નાખવાનું હોય તે જમીન સારી ખાતરથી ભરવી પછી તેમાં પુષ્કળ ખેડ કરીને બી નાંખી ધરૂં કરવું ધરૂ જલદી તઇયાર કરવુ હોય તો થોડો ખોળ નાખવો આથી ધરૂના છોડ સારા તઇયાર થાય છે. રીંગણી અને મરચીના ધરૂને કાળો ગાય અને ખપરડી જેવી ઇયળ ઘણું નુકશાન કરે છે આ રોગ જો શરૂ થાય તો તેવા પાન કાઢી લઇ બાળી નાખવાં અગર દાટી દેવા, ઇયળ હોય તો શોધી કાઢી નાશ કરવો.

રોપવાનો સમય—ધરૂં એક માસનું થયા પછી જે જગાએ તે રોપવાનું હોય તે જગાને સાફ કરી સારૂં ખાતર નાંખી ઘણી સારી ખેડ કરવી પછી રોપવા.

ફળનો સમય—સારી અનુકુળ જમીન હશે તો રોપ્યા પછી ૧ા થી ૨ માસે રીંગણા લાગવા શરૂ થશે. આ ૧ા થી ૨ માસના ગાળામાં તેના ઉપર રોગની શરૂઆત થાય છે રીંગણીમાં ઇયળ, મસી, અને વાકુંબા આ ત્રણ જાતના રોગ થાય છે. ઇયળની અસર પ્રથમ પાતળી ડાળી ઉપર જોવામાં

આવે છે. આથી ડાળી સુકાઈને કરમાઈ જાય છે. આ ઇયળ ડાળીને કોરીને ઠેઠ નીચેના ભાગ સુધી છોડને પોલો કરી દેછે. જેથી આખો છોડ સુકાઇ જાય છે. આ પ્રમાણે ચેપી રોગની આખા ખેતરમાં આ ઇયળ નુકશાન કરે છે આટલેથીજ તે અટકતી નથી, પણ ડાળીથી પાંદડાને અને ત્યાથી ફુલ અને ફળને પણ તેની અસર પહોંચે છે. આ બાબતમાં બેદરકારી રાખવામાં આવે તો ઘણુ નુકશાન ખમવું પડે છે. આ ઇયળથી બચાવ કરવાનો રસ્તો ઘણોજ સહેલો છે. જે ડાળીનાં પાન કરમાએલા લાગે તેની તપાસ કરી જે ભાગ સડેલો હોય તે કરતા એક ઇંચ વધારે ડાળીને કાપી નાંખવી આવી રીતે કાપી નાંખેલી ડાળીઓને પાસે નહિ નાખતાં આઘે દાટી દેવી જેથી ફરીથી તેની અસર થાય નહિ. આ પ્રમાણે કરવાથી છોડ બચી જાય છે. અને તેને બીલકુલ રોગ વગરના ફુળ આવે છે. મશી નામનો ધોળો રોગ જે રીંગણીને લાગુ પડે છે તેને માટે કુદરતે એવું જંતુ બનાવ્યુ છે કે જેને પાંખ ઉપર કાળા છ ટપકા હોય છે, શરીર પીળા રંગનું હોય છે આ જંતુ રીંગણી ના છોડ પરથી મસીને વીણી વીણીને ખાઇ જાય છે અને આવી રીતે ઘણો ફાયદો કરે છે

વાકુંબા—આ રોગ શીયાળાની ઋતુમાં પાણી મુકયા પછી લાગુ પડે છે જેથી રીંગણીનો બધો કસ ચુસી જાય છે. આને અટકાવવા માટે જ્યાં વાકુંબા જોવામાં આવે કે તરતજ તેને ઉપાડીને નાશ કરવો.

મરચી—આ છોડને કુંજડું નામનો રોગ લાગુ પડે છે જેથી એનાં પાનોની કરચલી વળી જઇ ઉપર ઝુમખાં થઇ જાય છે. જેથી છોડ આગળ વધી શકતા નથી એને અટકાવવા માટે ઉપરથી તેવાં રોગવાળાં પાન કાપી નાખવા તથા છોડ ઉપર રાંખોડી છાટવી ગંધક અને ચુનાનું મીશ્રણ છાંટવા થી ઘણી સારી અસર થાય છે.

કપાસ—કપાસના છોડને રીંગણામા કહયું તેમ ઇયળનો ભારે ઉપદ્રવ થાય છે. એ ઇયળ ડાળીઓને અંદરથી ખાઇ જઇ સુકવી નાંખે છે. પછી ફુલમા થઇ ઠેઠ જીંડવામાં ઉતરે છે. અને આ રીતે કપાસના પાકને અનહદ નુકસાન કરે છે. આ રોગ માટે સારો માર્ગ એ છે કે રોગવાળી ડાળી અને પાંદડાંનો નાશ કરવો. આથી સારો ફાયદો થશે. ગએ વરસે ખેતીવાડી સ્કુલ ગોધરામાં આ ઉપાયને લીધે ઉપર જણાવેલા ત્રણે જાતના છોડને લાભ થયો જણાતો હતો આ ઉપરથી ખેડુત બાપુઓ તે પ્રમાણે કરી લાભ મેળવશે તો મારા લેખનો સાર્થક થયું માનીશ

B M. Purohit,
Assistant Master,
Vernacular Agr. School Godhra.

## નામદાર મુંબઈ સરકારના ઓનરેબલ મીનીસ્ટર મહેરબાન દહેલવી સાહેબ બહાદુરની ગોધરા ખેતીવાડી સ્કુલની મુલાકાત.

મુંબાઈ સરકારના ખેતીવાડી, જંગલ અને એકસાઇઝ ખાતાના પ્રધાન ઓનરેબલ મહેરબાન દહેલવી સાહેબ બહાદુર પોતાને હસ્તક સુપ્રત થએલાં ખાતાંમા કેવું કામ થાય છે, તેમજ લોકને ઉપયોગી થવા માટે તે ખાતાઓ વધારે સારૂ કામ શી રીતે કરી શકે, તેમજ તેમાં શા ફેરફાર કરવાની જરૂર છે તે જોવા માટે તેઓ સાહેબ બહાદુર ગુજરાતના પ્રવાસે આવ્યા હતા તે દરમીઆન તેઓ સાહેબે સુરત, ભરૂચ, જંબુસર, નડીઆદ, ગોધરા અને પાવાગઢ ચાંપાનેરની મુલાકાત લીધી હતી. તા૦ ૧૯–૬–૨૪ ના સવારે અમદાવાદથી ઉપડીને ગોધરા આવતી ગાડીમા તેઓ સાહેબ નડીઆદ બાર વાગે ગોધરે આવી પહોચ્યા હતા સ્ટેશન ઉપર તેઓ સાહેબને ઘણુ સારૂ માન આપવામાં આવ્યું હતુ તેમના સ્વાગત સમયે દરેક ખાતાના સઘળા મોટા અમલદારો સ્ટેશનપર હાજર રહ્યા હતા તેઓ સાહેબની સાથે ઉતર વીભાગના કમીશ્નર મહેરબાન એફ૦ જે૦ પ્રાટ સાહેબ તથા મુબઇ ઇલાકાની કો–ઓપરેટીવ સોસાયટીના મહેરબાન રજીસ્ટાર સાહેબ બહાદુર પણ હતા

સ્ટેશનપર સ્વાગત થયા બાદ તેઓ સાહેબને મુકામપર સારી રીતે લઇ જવામા આવ્યા હતા પોતે અતિશ્રમિત અને અનેક પ્રશ્નોમા ગુંચવાયલા છતાં ગોધરા વર્નાક્યુલર એગ્રીકલચરલ સ્કુલની મુલાકાતે પધાર્યા હતા. ચોમાસાની ઋતુને લીધે અને પાકો રસ્તો ન હોવાથી માર્ગે અડચણ પડે છતા તેને ન લેખવતા તેઓ સાહેબનું આગમન એ પોતાને સોંપાયલાં ખાતા પ્રત્યેની અનહદ લાગણીનું સુચન કરે છે.

શાળામા આવતાં તેઓ સાહેબની સાથે કો–ઓપરેટીવ સોસાયટીના રજીસ્ટાર મહેરબાન માદન સાહેબ બહાદુર, સરદાર ખાન બહાદુર આદરજી મચેરજી દલાલ, ખેતીવાડી ખાતાના મહેરબાન રાવ સાહેબ ડેપ્યુટી ડીરેકટર ભીમભાઇ સાહેબ બહાદુર તથા ગોધરાનીવાસી ઓનરરી મેજીસ્ટ્રેટ શેઠ સાહેબ રૂસ્તમજી રતનજી દલાલ પધાર્યા હતા ઉત્તર વીભાગના મહેરબાન કમીશ્નર સાહેબ બહાદુર કાર્યમાં રોકાઈ જવાથી આવી શકયા નહોતા. બરાબર સાડાત્રણ વાગે તેઓ સાહેબ બહાદુર મોટરકારમા આવી પહોંચતા સ્કુલના વીદ્યાર્થીઓએ સંગીતથી તેઓ સાહેબનું સ્વાગત કર્યું હતુ ત્યાર બાદ એ

સાહેબ શાળામાં અપાતું શીક્ષણ, છોકરાઓની રહેવાની જગા બોર્ડીંગ, સ્ટોર, રસોડું વગેરે જોયા બાદ ખેતરમાં થતું કામ જોવા પધાર્યા હતા શાળાના બાળકો આ વખતે રીજર હળ ક્લટીવેટર વગેરે ફેરવતા હતા તે જગાએ થતું કામ તેઓએ બારીકીથી જોયું હતું. છોકરાઓ આનંદથી આ કામ કરે છે, એ જોઇ તેમને ઘણો સંતોષ થયો હતો. તે પછી ઘાસ કાપવાના સંચા આગળ કપાતું ઘાસ જોઇ ખેડુતોએ પણ આ પ્રમાણે કરી નકામું પડી રહેતું ઘાસ ઉપયોગમાં લેવું જોઈએ એવો આગ્રહ કર્યો હતો.

આ સમયે સુથારી લુહારી કામ પણ ચાલુ હતું આ સંસ્થામાં ચાલતું કાર્ય જોઇ " આવી શાળાઓની દેશની અંદર બહુ જરૂર છે " એમ તેઓ સાહેબે જણાવ્યું હતું.

વિલાયતી ઓજારો ખેતીમાં વાપરવામાં આવે તો વધુ ફાયદો થાય પણ દેશની રૈયત ગરીબ હોવાથી સહકાર કરીને મંડળીઓ સ્થાપી ખેડુતો તે દ્વારા એ લાભ મેળવે તો સારૂ એમ તેઓ સાહેબ તથા શેઠ મદન સાહેબે જણાવ્યું હતું. દેશની આબાદીને માટે ખેતીવાડી અને ગ્રામ્યઉદ્યોગની મંડળીઓ એક થઇને કાર્ય કરવાની જરૂર છે પાશ્ચાત્ય દેશો પણ એ બે બાબતો દ્વારા પોતાનો ઉદય કરી શક્યા છે તેના પ્રત્યક્ષ દાખલા ડેન્માર્ક અને આયર્લાંડ છે એમ જણાવ્યું હતું મહેરબાન હેડ માસ્તર સાહેબે શાળાનો ચાર વર્ષનો હેવાલ તેઓ સાહેબને વાંચી સંભળાવ્યો હતો. જેથી તેઓ સંતોષ પામ્યા હતા ત્યારબાદ તેઓ સાહેબને હારતોરા એનાયત કરવામાં આવ્યા હતા, પછી રાષ્ટ્રગીત અને ' પધારો ને ઓ વાહલા પુનઃ પધારજો " એ ગીતોનો મધુર સ્વર અને ખુશાલીના પોકારો વચ્ચે તેઓ સાહેબ મોટરકારમાં ગોધરા પધાર્યા હતા

B. M. Purohit,
Assistant Master,
Vernacular Agr. School Godhra.

# આંબાની કલમ

લેખક—મી૦ અંબાલાલ એમ૦ પરેખ બી. એજી.

હાલમાં ખેડુતો તથા શેઠીઆ લોકોના વલણમાં ફેરફાર થતો હોય એમ જણાય છે, કારણ કે તેઓનું લક્ષ્ય બાગ બગીચા તથા વાડીઓ બનાવવા તરફ ખેંચાયલું માલુમ પડે છે. તે ઘણુંજ પ્રશંસાપાત્ર થાય છે. પણ તેની સાથે સાથે વાડી કેવી રીતે બનાવવી, કલમો કેવી રીતે તઈયાર કરવી, કેવી કલમો પસંદ કરવી, તથા અન્ય ફળ ઝાડો કેવીરીતે ઉછેરવાં વગેરે વગેરે સંબંધી જ્ઞાનમાં વધારો થવો જોઈએ તે થયો નથી એમ માલુમ પડે છે. હાલમાં ઠેકાણે ઠેકાણે ફળ ઝાડની અને ખાસ કરીને આંબાની કલમો લોકો બાંધે છે, અને વેચે છે. આમાં વેચનાર તથા ખરીદનાર બંને પક્ષ જ્ઞાન રહિત હોવાથી જેવું જે ધતીંગ કરે તેવું તેનું ચાલે છે. જો તે બે પક્ષમાંથી એક પક્ષ કળા કુશળ હોય, તો બીજાને તેવુંજ થવુંજ પડે; પણ દીલગીર છું કે તેમ નથી. મેં ઘણી વાડીઓ જોઈ છે, ઘણાં બાલ વૃક્ષગૃહો પણ જોયાં છે. તેની અંદર રોપેલાં તથા તઈયાર કરેલા ફળઝાડો પણ જોયાં છે, તેમાં મને તો બને પક્ષનું અજ્ઞાનજ માલુમ પડયું છે. ઘણા કલમ વેચનાર એમ માને છે, કે ખરીદનાર ફરીથી કયાં મળવાનો છે; ત્યારે ઘણા ખરીદનાર કલમ નામ અને જાતથીજ સંતોષ માને છે.

**આંબાની કલમની ખામીઃ**—ઘણાંખરા કલમ બાંધનાર રોપા કરતાં કલમની ડાળી ઘણીજ જાડી, ડાળાંવાળી, અને ભારાવદાર બાંધે છે; જેથી ખરીદનારને કલમ ઘણીજ મોટી, સારી અને આકર્ષક લાગે. કેટલીક કલમમાં કલમનું ઠાળું ઘણુંજ વાંકુચુંકુ તથા પાકટ માલુમ પડે છે તો વળી કેટલીકમાં કલમના ઝાડની નીચેના ડાળાં કે, જેના ઉપર ફળ આવતા હોય નહિ તેવાં માલુમ પડે છે. કેટલીક કાથાની દોરીથી બીન કાળજીથી બાંધેલી જોવામાં આવે છે. કેટલીક કલમ વેચનાર જેવી કલમ ઉતરી કે તરતજ વેચવા માંડે છે વગેરે વગેરે ઘણી ખામીઓ મારા જોવામાં આવી છે.

**કલમ કેવી પસંદ કરવી:**—(૧) રોપા અને કલમની ડાળી બંને સરખી સાઇઝનાં હોવાં જોઇએ, કારણ કે પગમાં જોર હશે નહિ તો તે આગળ ચાલી શકશે નહિ. (૨) કલમની ડાળી લગભગ બે વરસની પાકટ હોવી જોઇએ. (૩) તે વાંકી ચુંકી હોવી જોઇએ નહિ, પણ બે ફુટ સુધી તેને

કાળાં હોવા જોઈએ નહિ ( ૪ તેને બીજુ પાયેલી અગર તો બીજી કોઈ સારી દોરીથી બાંધેલી હોવી જોઈએ તથા બાંધતી વખતે કેળનું પાતરૂ અગર તો બીજું કંઈ મુકેલું હોવુ જોઈએ, કે જેથી દોરીના કાપ કલમ ઉપર પડે નહિ ( ૫ ) જેને કેરી ન આવતી હોય તેવી છાયાવાળી ડાળીઓ અગર તો જે આંબાને કેરી ન આવતી હોય તેવા ઉપર બાંધેલી કલમ હોવી જોઈએ નહિ ( ૬ ) કલમ તાજી ઉતારેલી હોવી જોઈએ નહિ, પણ ઉતાર્યા પછી કમમાં કમ ચાર માસ અગાઉની ઉતારેલી હોવી જોઈએ. વળી તે ઉપરનો રોપો બરાબર સફાઈથી કાપેલો તથા તેને ડામર લગાડેલો હોવો જોઈએ કે જેથી તેને કીડ લાગે નહિ ( ૭ ) કલમ તદ્દન છાયામાં મુકી રાખવાથી અને એકદમ વગર તાપમાં કાઢવાથી પણ મરી જાય છે માટે તેને પહેલી છાયામાં પછીથી ખુલ્લામાં અને ત્યાર પછીથી તડકામાં મુકેલી હોવી જોઈએ.

ઉપર જણાવેલી સઘળી બાબતો જે કલમમાં સચવાયેલી હોય તે કલમ નમુનેદાર કહી શકાય, અને બાંધનારે પણ તેવીજ બાંધવી જોઈએ અને ખરીદનારે પણ ઉપરની સઘળી બાબતો ધ્યાનમા રાખી ખરીદવી જોઈએ ઘણા ખેડુતો જે કલમ ચાર આને ઓછે મળે, તે લેવા લલચાય છે. પણ તે જેટલું સોંઘું દેખાય છે, તેટલુંજ મોંઘુ તેઓને પડે છે કારણ કે લાગ્યા પછીથી તેમાં મરવાનો ઘણો સંભવ રહે છે. તથા બીજા ઘણા કાયમના દોષો તેની અંદર રહી જાય છે, જે અનુભવે જણાય.

ઘણા ખેડુતો કલમ ઘણીજ નજીક નજીક રોપે છે; કારણ કે તેમનું એમ માનવુ હોય છે, કે જેમ ઝાડ વધારે હોય, તેમ તેમને ફળ વધારે મળે, પણ એ માન્યતા ખોટી છે. આંબાની કલમ દર ૪૦ ફુટ અગર ૨૦ હાથ દુર રોપવી જોઈએ. બધાં ઝાડ લાઈનમાં રોપવાં જોઈએ; અને જેમ બને તેમ તેમનાં સાફ રાખવાં કે જેથી ડાળીઓ ઉપર જાય, અને તેમને હવા, અજવાળુ તથા તડકું વગેરે બરાબર મળે તથા તેના થડ સુધી ખેડ થઈ શકે આમ થવાથી ઝાડનું આયુષ્ય વધે છે અને ફળ મોટાં અને સારાં આવે છે

દરેક આંબાવાડી બનાવનાર ગૃહસ્થને મારી સલાહ છે, કે જ્યાં તેઓ કલમ રોપવા માગતા હોય, ત્યાં ગામડી આંબાનો રોપ મુ.વો, તે એક વર્ષમાં અંગુઠા જેટલો જાડો થઈ જશે, ત્યારબાદ કલમનું કુંડીકું ત્યાં આગળ લાવી કલમની ડાળી રોપા સાથે બાંધવી, પછીથી મેળ થઇ ગયા બાદ કલમ કાપી લેવી, અને ઉપરનો રોપો કાપી નાખવો આમ કરવાથી કલમનું આયુષ્ય વધે છે

ગણાય... પણ કેમા ઉપયોગ; કારણ કે કલમની અંદર ધીરીમુજ કપાયેલુ ત્યા વાંકુ ગયેલુ હોય છે, કે જેથી એકદમ રોપાની માફક ઉંડે જઇ શકતુ નથી. અથવા જો કલમ રોપતાની સાથે એક આગર બે ગામડી રોપા રોપવા પછીથી તે રોપા જાડા થયા બાદ કલમની સાથે બાંધી લેવા અને મે ળઇ ગયા બાદ ઉપરથી રોપા કાપી નાખવા જેથી કલમને ઘણોજ આધાર મળશે અને કલમ એકદમ જોસદાર નીકળી આવશે

કુન્તી-તા૦ પારડી. તા૦ ૩-૧૦-૨૪.

---

## પારડી તાલુકાના ખેડુતો.

લેખકો:—ખંડુભાઇ રઘુનાથજી દેસાઇ
લલ્લુભાઇ છીતાભાઈ પટેલ—વાંઘછીપા

ઇતિહાસ:—આ તાલુકામાં જુના વખતમાં જંગલ હોવુ જોઇએ, તેમજ એના પુર્વભાગનું જંગલ હમણા થોડાજ વખત પર કપાએલુ હોવુ જોઇએ હાલ ગોઇમા, ચીવલ વગેરે ગામો જંગલનાં છે એના પુર્વ ભાગમાં ધરમપુરનું જંગલ આવી રહેલું છે જમીન ઉપર થોડા વર્ષની મહેનત હોવાથી અને વધુ વરસાદ હોવાથી સપાટ પ્રદેશ નથી અસલ આ તાલુકો કાળીપરજથી વસાએલો હોવો જોઇએ. હાલ જે ઉજળી વર્ણની વસ્તી છે તે પાર નદીના ઉતરના ભાગમાથી આવીને વસેલી હોય એમ લાગે છે પશ્ચિમ તરફનો જે, સારા હવાપાણીનો પ્રદેશ છે, તેમા ઉજળી વર્ણની અને કેળવાએલી વસ્તી છે, અને પુર્વ ભાગમાં હવા પાણી નબળાં હોવાથી કાળીપરજની વસ્તી જોટે લાગે છે

ક્ષેત્રફળ:—આ તાલુકાનું ક્ષેત્રફળ આસરે ૨૦૦ ચોરસ માઇલ એટલે ૧૨૮૦૦૦ એકર છે. તેમા આસરે આઠથી દશમો ભાગ ખેડાણ જમીનનો છે બાકીની જમીન ઢોરોને ચરવામા, ઘાસ કાપવામાં તથા નકામી રહે છે.

વસ્તી:—આ તાલુકાની વસ્તી એકદરે ૬૬૨૨૩ માણસની છે એટલે આસરે એક માણસ દીઠ બે એકર જમીન આવે છે અને તેમાં પણ મોટો ભાગ પડતર રહે છે, તેથી લોકોની સ્થિતિ નબળી રહે એ સ્વાભાવિક છે.

ખેડુતોમાં અનાવિલ બ્રાહ્મણ, પાટીદાર, વાણીઆ, પારસી, કોળી, કાળીપરજ અને પંચ્ચુરણ જાતો છે. એમાં અનાવિલ બ્રાહ્મણ, પાટીદાર, કોળી અને કાળીપરજ જાતે ખેતી કરે છે, અને વાણીઆ તથા પારસી લોકો ભાગે અથવા તો ગણોને આપી પોતાનો નિર્વાહ ચલાવે છે.

**જમીનની વહેંચણીની વિષમતાઃ**—વાણીઆ અને પારસીઓની વસ્તી ઘણી થોડી છે, છતાં એ લોકો પાસે પ્રમાણમાં જમીનનો ઘણો મોટો ભાગ છે. આ તાલુકાની ગરીબ સ્થિતિ હોવાનું એ પણ એક સબળ કારણ છે. જમીનદારો કાળીપરજ, કોળી વગેરે જાતો પાસે ભાગે ગણોને ખેતી કરાવે છે, તેમા ખેતીનું ખર્ચ, બી, વગેરે જતાં ખેડુત પાસે ભાગ્યેજ કંઈ બચે છે, એથી ખેડુત દિવસે દિવસે દેવાદાર થતો જાય છે, અને પોતાની જે થોડી ઘણી જમીન હોય છે, તે પણ ગુમાવે છે. કોળી, કાળીપરજ અને ઘણાખરા અનાવિલ પાસે સામાન્ય રીતે ઓછી જમીન હોવાથી અને ડાંગરના મુખ્ય પાક સિવાય બીજા પાકો થતા ન હોવાથી પોતાનો નિર્વાહ ચલાવવામાં અડચણ પડે છે એટલે એ લોકો ખેતી ઉપર પુર્ણ પ્રેમ ન રાખી નિર્વાહ ચલાવવાને બીજા ધધા શોધતા ફરે છે. અને એકે ધધો સારી રીતે કરી શકતા નથી. તે શિવાય ખેડુતો મોટેભાગે અભણ હોવાથી પોતાની ખરી સ્થિતિનું ભાન હોતું નથી વળી કાળીપરજ જાતિ દારૂ તાડી વ્યસનને લીધે પઇસાનો દુરુપયોગ કરે છે અને આવા અનેક કારણોને લીધે તાલુકાની એકદર સ્થિતિ દિનપ્રતિ દિન બગડતી જાય છે

**જમીનના વર્ગઃ**—કોલક નદીથી આ તાલુકાની જમીનના બે ભાગ કુદરતી રીતે પડેલા છે કોલક નદીની ઉત્તરની જમીન વધારે ફળદ્રુપ છે. અને દક્ષિણ તરફની જમીન ઓછી ફળદ્રુપ છે. સામાન્ય રીતે તાલુકાની જમીનનો મોટા વર્ગ બેસર કાળી જમીનનો છે. ઉમરસાડી, પલસાણા, તર ગાલીઆ, રાબડી, વાઘછીપા, કચવાલ, દશવાડા, પરીઆ, અંબાચ, ખુટેજ, પંડાર, દેગામ વગેરે ગામોમાં ખેડુતોની સારી મહેનત અને જમીનના કારણ થી ખેતીમાં પાક ઠીક થાય છે.

**આ તાલુકામાં થતા પાકની હકીકતઃ**—(૧) ડાંગરઃ—આખા તાલુકામાં આ પાક મુખ્ય છે. સારૂં ખાતર, ખેડ, અને જોઈતું પાણી આપવામા આવે તો એક એકરે સારામાં સારી આસરે ૬૦ મણ સારામા સારી જમીનમાં પાકી શકે છે, પણ ઘણા ખેડુતોને ખેતીનું અજ્ઞાન હોવાથી અને

સાધન હીન હોવાથી તથા તક ન સાંપડવાથી જોઈએ તેવો પાક પકવી શકતા નથી. ઘણા તો જમીનમાં ખાતરજ નાંખતા નથી, ખેડ સારી કરતા નથી, પાણી ટકી શકે એવી કયારીઓ બનાવતા નથી, તેમજ રોપની વખતે પણ ઘણા છોડ એક જગાએ રોપવાથી તે સારી રીતે ફુટી શકતા નથી. એક એકરમાં સારી રીતે રોપવામાં આવે તો ૧ા મણથી ૧ાા મણ ડાંગરના ધરૂથી ચાલી શકે, પણ મોટે ભાગે ત્રણ ત્રણ મણ એકરે ધરૂ નાખે છે, આથી રોપણીનું કેટલુંક ખર્ચ નીકળી આવે એટલું બી નકામું જાય છે હાલ મજુરોની અછત, અને મોંઘવારીથી ડાંગરના પાકના ઉત્પન્નમાં ખર્ચ વધી ગયું છે; તો પણ જે લોકો જાત મહેનતે પોતાની જમીનમાં આ પાક કરે છે, તેને સારો લાભ મળે છે ઢોરનું છાણ જે ઉત્તમ ખાતર છે. તેનો ખેડુતો દુરૂપયોગ કરે છે છાણાં ઘરના બળતણમાં, છો પકવવામાં, અને ખેતરના ગાળે છે જ્યાં ખાતરની અછત હોય ત્યાં લોકો શણના લીલા ખાતરનો બહોળો ઉપયોગ કરે તો આ પાક ઘણો સારો થાય એમ છે, પણ ખેડુતો એ ખાતરનો નહિજ જેવો લાભ લેછે.

( ૨ ) શેરડી:—આ પાક ઘણાંખરાં ગામોમાં થાય છે જો શેરડીનો પાક સારો થાય તો ખેડુતને લાભ ઠીક મળે છે નબળો થાય તો ખેડુત દેવાદાર બની પાયમાલ થાય છે આ તાલુકામાં ભુંડ, શિઆળની સંખ્યા બહુ વધી ગઇ છે, તેથી ખેડુતો ભારે મુશકેલીમાં આવી પડયા છે એ પ્રાણીઓથી શેરડીને બચાવવા વાંસની ભીંત અથવા લોઢાના તારની જાળી મુકવી પડે છે, છતાં એ પ્રાણી અટકતાં નથી; તેથી ચાર છ માસ ફાનસનો રખવાળ મુકવો પડે છે. આથી આ પાકમાં ખર્ચ બહુ વધી ગયું છે. જો આ પ્રાણીઓના નાશના સખત ઇલાજ લેવામાં ન આવે તો આ પાક તદન બંધ થઇ જવાનો સંભવ જણાય છે. આ પાક તરફ લોકોનો પ્રેમ ઓછો થતો જાય છે, માર ના ભાવો વધવા છતાં, મજુરીના વધેલા દરોથી અને બીજું ઘણું ખર્ચ વધવાથી પોષણ થતું નથી, જે ખેડુતો પોતાની જમીનમાં શેરડી કરે છે, અને જાતે મહેનત કરે છે; તેમને સાધારણ પાકે તો પણ સારો ફાયદો થાય છે; અને તેથી પોતાનો નિર્વાહ ચલાવવાને શક્તિમાન બને છે, પણ જે ખેડુ જમીન ગણોતે રાખી શેરડી કરે છે, તેને ગણોતજ પ્રથમ તો ઘણું ભારી પડે છે. સામાન્ય રીતે એક એકરની સાથ રૂા૦ ૬૦ ) થી રૂા૦ ૧૦૦ ) હોય છે. બીજો બધો ખર્ચ ગણતાં સાધારણ પાકમાં ખેડુતને મજુરી પણ છુટતી નથી. વળી જે ખેડુતો જમીન ગણોતે રાખી મજુરો પાસે શેરડી કરાવે છે, તેમને તો કશુંજ બચતું નથી; પણ ઉલટા તે દેવાદાર થાય છે. ખેડુતો શેરડીના

પાકમાં બીંડા, તરબુચ, વેંગણુ, મરચી, દુધી, તમાકુ જેવા પાકો થઇ શકે છે, પણ તે ઘર ઉપયોગ જેટલાજ કરે છે અને તેને લીધે વધુ લાભ મેળવી શકતા નથી. ખેડુતો પોતાના સાધનોના પ્રમાણમાં જોઇએ તે કરતાં ઘણી શેરડી કરે છે. તેથી ખેડ, ખાતર, પાણી, રક્ષણ અને તક સાધી શકતા નથી. આ તાલુકાના ખેડુતો શેરડીના પાકથી ઘણે ભાગે દેવાદાર થયા છે. માત્ર કોળી ઠેકડીઆ જેવી કોમ જે પોતાની જમીનમાં જાત મહેનતથી ખેતી કરે છે અને જે દેવા નીચે દબાએલા નથી તે કેટલેક અંશે સુખી થયા છે. પરંતુ જો તેઓ હાલની નવી પધ્ધતી પ્રમાણે ખેતી કરે તો તેમને ઘણો ફાયદો થાય એમ છે.

( ૩ ) કોદરાઃ—હાલ દુનીઆમાં મોજશોખ વધી ગયાં છે, અને હિંદુસ્થાનમાં આળસનું સામ્રાજ્ય વધતુ જાય છે આ તાલુકાના અસલના ભોળા અને ઉદ્યમી ખેડુતો પડતર જમીનને દર વરસે ખેડી ખેડાણ જમીન વધારતા હતા, અને નવી ખેડેલી જમીનમાં બે વરસ કોદરા કરી પછીથી બીજા પાકો કરતા હતા આ તાલુકામાં અસલ કોદરાનો પાક સારો થતો હતો, અને કોદરાના પાકની આવક પણ ઘણી સારી હોય છે જો સારો પાક પાકે તો ૫૦ થી ૬૦ મણ એકરે થાય છે. પણ હાલમાં આ પાક તદન ઓછો થઇ ગયો છે માત્ર કાળીપરજ, કોળી જેવી ગરીબ કોમ જે જમીન વિનાની છે તેજ લોકો શેઠ શાહુકારોની પડતર જમીનમા ભાગે આ પાક કરે છે કાળી પરજનો મોટો ભાગ કોદરાનું પાણી પીને પોતાનો નિર્વાહ ચલાવતા હતો. " હવે ચોખા ઉપર લલચાયા છે, અને મોંઘુ જીવન મોઘુ બનાવી દીધુ જે, ને કાળે કોદરા મોત્રા ".એ પ્રમાણે હાલ તો કોદરા પણ મોંઘા થઇ ગયા છે.

( ૪ ) નાગલી—અસલ આ તાલુકામાં આ પાક ઘણો થતો હતો. પણ હાલમાં મજુરીના દર વધવાથી મજુરો પાસે ખેતી કરાવનાર ખેડુતોને આ પાક પોષાતો નથી તેમજ જેમની પાસે થોડી જમીન છે, તેમને આ પાક કરવાને જમીન નથી. ઘાસના અને બાવળના વાવો વધવાથી કોદરા નાગલી નો પાક ઘણો ઓછો થતો જાય છે, કારણ કે ઘણી જમીનવાળા ખેડુતો ઘાસ બાવળપર લલચાયા છે માત્ર કાળીપરજ જ આ પાક થોડો ઘણો કરે છે. પાક ઓછો થવાથી ધરમપુર રાજ્યમાંથી અથવા બીજી જગાએથી આ અનાજ આ તાલુકામાં આવે છે. ગરીબ લોકોનો આ મુખ્ય ખોરાક છે.

( ૫ ) ઘઉંઃ—આ પાક ઘણાજ થોડા પ્રમાણમા થાય છે. ઘણી જમીન વાળા ખેડુતો જેમની પાસે તળાવ જેવી મોટી કયારી હોય છે, જેમા ડાંગરના

કે બીજો કોઇ પાક થતો નથી તેમાં આ રવિપાક કરે છે માત્ર આ પાક ડેગામ અને કરાયા જેવા ગામોમાં થાય છે જો ધારે તો, આ તાલુકામા ઘણો વરસાદ અને ભેજ ટકાવી રાખે એવી જમીન હોવાથી, આ પાક મોટા પ્રમાણમા લઇ શકે એમ છે, પણ ખેડુતોનુ એ તરફ લક્ષ જતુ નથી.

( ૬ ) કઠોળ—આ પાક ઘણા સારા પ્રમાણમાં થાય છે. પરંતુ જે વરસે પાછલો વરસાદ ન હોય ત્યારે આ પાક થઇ શકતો નથી. કઠોળમા વાલ, તુવર, ચણા, લાગ, વટાણા થાય છે આ પાકને ભુંડ, હરણ અને સુવેલ ઢોરો થી ઘણુ નુકસાન થાય છે એનો જો યોગ્ય બદોબસ્ત થાય તો ખેડુતોની સ્થિતિ સુધરે.

( ૭ ) વેંગણુ, મરચીં, હલધર, સુરણ—આ તાલુકાની જમીન બાગાયત તુનો માટે ઉત્તમ છે તેમા વેંગણ, મરચીનો પાક કંઇક પ્રમાણમાં થાય છે. ઉમરસાડી, પારસાણુમાં આ પાક બીજા ભાગો કરતાં ઘણો સારો થાય છે. જો લોકોને પોતાની સ્થિતિ સુધારવાની કાળજી હોય અને લેકતા પ્રમાણમાં ઉદ્યમ કરે તો આ પાક થોડા ખર્ચમાં વધુ ઉત્પન્ન આપતો હોવાથી સારો લાભ થઇ શકે એમ છે કુવામાં અળગુ પાણી હોવાથી આ પાક ઘણે ઠેકાણે થઇ શકે એમ છે તેમજ મુબાઇ, સુરત, વલસાડ જેવા શહેરોમાં આ માલ ખપવાને વાધો આવે તેમ નથી, પણ નિરુત્સાહી અને આળસુ ખેડુતો વરસના ચાર માસ ખેતી કરી બાકીનો વખત નકામો અથવા બીજા નકામા ધંધામા ગાળી વખત પુરો કરી ગરીબી સેવતા રહ્યા છે શરમાવનારી બાબત એ છે કે પારડી, ઉદવાડા અને વાપીના બજારોમા સુરતથી વેંગણ આવી મોંઘે ભાવે વેચાય છે, અને જ્યારે સસ્તા થાય છે, ત્યારે આ તાલુકાના કોઇકોઇ ખેડુત મોડી રોપણી કરી વેચવા જાય છે, એટલે જોઇએ તેવો નફો મેળવી શકતા નથી; માટે આ વાવેતર શરૂઆતમા એટલે મોસમમાં મોટા પ્રમાણમા, સારી મહેનતથી કરવામા આવે તો આર્થિક સ્થિતિ સુધરવામાં સહાયભુત થાય એમ છે. ઘણાં ગામોમાં પોતના નિર્વાહ પુરતાજ વેંગણ મરચીના છોડ રોપે છે સ્થિતિ શી રીતે સુધારવી, કયા કયા પાકમાથી થોડા ખર્ચમાં થોડા વખતમાં થોડી મહેનતે સારો લાભ મેળવવો એ આ તાલુકાના ખેડુતો જાણતા છતા આળસથી આ પાક કરતા નથી વળી ખેડુતો એટલા બધા નીરુદ્યોગી છે કે વેંગણ મરચીનું ધરૂ મોટે ભાગે વલસાડ તાલુકાના લીલાપોર, અબ્રામા ગામેથી લાવે છે આ ધરૂ ઉત્પન્ન કરવાને વધુ મહેનત કે જ્ઞાનની જરૂર નથી. ધરૂ વાવે છે ખરા, છતાં તક ન સાધવાથી નિષ્ફળ થાય છે અહીંની ઘણી

ખારી જમીનમા હુળધર ને સુગ્ગુનો પાક ઉત્તમ થાય છે, પણ લોકો તે કરતા નથી આ વાવેતર મોટા પ્રમાણમા થાય તો લોકોની સ્થિતિ સુધરે એમ છે.

( ૮ ) કપાસ —સુરત જિલ્લાના બીજી તાલુકાની સ્થિતિ કપાસના પાકથી સુધરી છે, પણ આ તાલુકામા એ પાક થતો ન હોવાથી રૂના વધેલા ભાવોનો અહીના ખેડુતોને લાભ મળી શક્યો નથી. આ તાલુકામા થતા પાક વેચવા પુરતા ફાજલ ન પડે, જમીન પડતર રહે અને ઘર ઉપયોગની ચીજો મોંઘી તથા મજુરી ઘણી થવાથી સ્થિતિ નબળી થએલી છે આ તાલુકામા ૮૦ ઇંચ સુધી વરસાદ થવાથી અને બેસર કાળી જમીન પાણી પકડી રાખતી હોવાથી, ખેડુતોનો ઉત્સાહ ન હોવાથી, અને અતિશય નીદામણથી આ પાક થવામા મોટી મુશકેલી છે પણ હાલ આ તાલુકામા એ પાકના અખતરા થવા લગ્યા છે, અને ખેતીવાડી ખાતાના અમલદારો લોકોને જોઇતી મદદ આપી રહ્યા છે, તેથી જો પ્રયોગ સફળ થાય તો તાલુકાની ઉન્નતિનુ એક પગથીઉ આબાદ થએલુ ગણાય

( ૯ ) જુવારઃ—આ પાક બધે સારી રીતે થઇ શકે એમ છે પરંતુ ખેડાણ જમીનના તુટક તુટક જથા વચ્ચે ઝાડીઓ હોવાથી પક્ષીઓ આ પાકને ખાઇ જાય, તે ભયથી ખેડુતો કરતા નથી જો મોગ જથાબંધી મેદાન જમીનમા આ પાક ખેડુતો એકત્ર થઇને કરે તો થઇ શકે એમ છે, પણ તે કરવા કોઇનો વિચાર, ઉમંગ, કાળજી કે કોશીશ નથી.

( ૧૦ ) ઘાસ આવલ;—મોઘવારીના જમાનામા બધી વસ્તુના ભાવ વધ્યા છે, તેમ આ વસ્તુમા ભાવ પણ વધ્યા છે, અને તેથી મોગ ખેડુતો ઘણા આબાદ થતા જાય છે બીજી જગાએ કપાસનુ વાવેતર વધતુ જતુ હોવાથી ત્યા ઘાસ આવળની અછત થઇ છે, તેથી મુબઇ અમદાવાદ તરફ આ તાલુકાના ઘાસ આવળ ઘણા જાય છે. અને દિવસે દિવસે અનાજનુ વાવેતર વસ્તીના પ્રમાણમા વધતુ નથી ઘાસ આવળથી આ તાલુકાના જમીન વગરના ખેડુતોને મોટા જમીનદારોએ જમીનનુ ગણોત વધારવાથી ઘણુ શોષવુ પડે છે કોદરા, નાગલી, દીવેલા, મગ, ચોળા વગેરેનો પાક પણ ઘણો ઓછો થઇ ગયો છે તથી ગરીબ ખેડુતોને નુકસાન થયુ છે, અને ઘણી જમીનવાળા ખેડુતો પૈસાદાર હતા તે ગરીબ થતા જાય છે, અને એથી જમીનની વેચાણ કીમત પણ વધી ગઇ છે કેટલીક જગ્યાએ જે જમીન પહેલા પચાસ રૂપીએ એકર પ્રમાણે વેચાતી તે આજ રૂા૦ ૧૫૦ થી ૨૦૦ ) એ પણ મળી શકતી નથી કોલક નદીની દક્ષિણના લોકોનો નિર્વાહ ઘણેભાગે ઘાસ ઉપરજ છે વાણીના

અને પારસીઓ એ ઘાસ બાવળના મોટા ઇજારદાર જેવા છે. પારડી તાલુકાના સ્ટેશનનો ઘાસ બાવળના વેપારથી ઉભરાઇ રહ્યો છે, અને અનાજમાં પરતંત્ર બન્યા છે.

( ૧૧ ) ફળાઉ ઝાડો:—આ તાલુકાની સ્થિતિ સુધરવામાં ફળાઉ ઝાડો આશીર્વાદ સમાન છે. ( અ ) કેળનું વાવેતર કેટલાંક ગામોમાં સાધારણ થય છે ઉમરસાડી ને પલસાણામાં આ વાવેતર સારા પ્રમાણમાં થોડાક વર્ષ થયુ, વચ્ચે થોડી મુદત છોડી દીધા પછીથી હાલ એ પાક કરવા લોકો લલચાયા છે કેળના પાકને જોઇતુ પાણી અને ખાતર ઘણા ખેડુતો આપી ન શકવાથી જમીન એક વર્ષને બદલે ઘણી મુદત રોકવાથી જોઇતો લાભ મેળવી શકતા નથી ( બ ) દેશી આંબાની સંખ્યા આ તાલુકામાં પુષ્કળ છે, અને તેથી કેરી મોટા જથામા થાય છે પરંતુ કેરી સામાન્ય રીતે સ્વાદમાં ઉતરતી હોય છે, તેથી સારો ભાવ મેળવી શકતા નથી સારી જાતના આંબા ઉછેરવાની જોઇતી કાળજી નથી, તેમ મોટા થએલા ઝાડો ઉપર દેખરેખ બીલકુલ રાખતા નથી. કેરી પાડતી વખતેજ આંબાનો માલીક માલમ પડે છે. કોઇકોઇ ઉમંગી ખેડુતો એ જલાલપોર તાલુકામાથી સારી જાતના આંબાના ગોટલા લાવી રોપવા માંડયા છે, તેમ જો બધા ખેડુતો કરે અને ઝાડોની સંખ્યા વધારે તો ભવિષ્ય આ વગર ખર્ચે ઘણી સારી રકમ ઉત્પન્ન કરી શકાય એમ છે. હાલ જે ઝાડો છે, તેમાથી ઘણાં તો ફળી શકતાજ નથી જોડ, ખાતર વગેરે બાબતો પર લક્ષ આપતા નથી ઘણાં ઝાડો વાંદાથી પાયમાલ થઇ રહ્યાં છે.

( ક ) કલમી આંબાઃ—આ આબાની વાડીઓ દીવસેદીવસે વધતી જાય છે. એ ઝાડોને આ તાલુકાના હવા, પાણી અને જમીન અનુકુળ છે. ઉમરસાડી, પલસાણા, મોતીવાડા, રેંટલાવ, કુંતા વગેરે ગામોના લોકો ની સ્થિતિ એ ઝાડો સારી સંખ્યામાં દાખલ કરવાથી સુધરતી જાય છે જો બાકીના ગામના લોકો પણ સારી સંખ્યામાં આ ઝાડો રોપી સારી માવજત કરે તો પાંચ વર્ષ પછી આ તાલુકાની સ્થિતિ સુધરવાનો સંભવ છે, પરંતુ સાધનવાળા ખેડુતો પણ હજુ એ ઝાડો વધુ પ્રમાણમાં દાખલ કરતા નથી હાલ તો કોઇ કોઇ શ્રીમંતો અને મોટા જમીનદારો જેમાં પારસી, વાણીઆ તથા કેળવાએલા ખેડુતો આ ઝાડ ઉપર ઠીક મંડયા છે અને તેઓ સારો લાભ મેળવી રહયા છે અને ભવિષ્યમા વધુ મેળવવાના એ નક્કી છે, બિચારા ગરીબ ખેડુતો કે જેમની પાસે અનાજ પકવવા જેટલી જમીન નથી તેઓની ઇચ્છા હોય છતાં પણ આ ઝાડનો લાભ લઇ શકે તેમ નથી પારડી સ્ટેશન ઉપર શેઠ ભીખુ

વાલાની વાડી અને કુંતાર્યાં શેડ બાટલીવાળાની વાડીઓ ખેડુતોને નમુના રૂપ છે. જો ખેડુતો એ વાડીઓ જોઇ તેવી વનસ્પતિ દાખલ કરે તો સારો લાભ થવાનો સંભવ છે. એ વાડીમા બની શકે તેવા સર્વ ફળ ઝાડો ઉત્પત્તિ કરાવે છે. ખેડુતો માટે ભાગે સાધનહિન અજ્ઞાન અને નિરૂત્સાહી હોવાથી ઉન્નતિ સાધવામા પાછા પડે છે.

• સાહુકારો—વાણીઆ, તથા પારસી આ તાલુકાના ખેડુતોના મોટા સાહુકારો છે અજ્ઞાનતા અને ગરીબીથી ખેડુતો પઇસા વ્યાજ સાથે ભરી શકતા નથી તેથી તેઓ ગીરકતો ગુમાવી બેઠા છે. વ્યાજનો દર સામાન્ય રીતે બાર આનાથી ટકા સુધી હોય છે તે ગરીબ લોકોને ઘણો ભારે પડવાથી દેવું વાળી શકતા નથી. કોઓપરેટીવ ક્રેડીટ સોસાયટી કેટલાંક ગામોમા કાઢવામા આવેલી છે. ત્યા પણ સાહુકારો હજી સુધી કાયમ છે અને તેથી એક સાહુકાર ને બદલે બે સાહુકાર થયા છે. જો કે આ બન્ને શાહુકારના વ્યવહારમાં ઘણોજ તફાવત છે

પરચુરણ ધંધાઃ—આ તાલુકાના ખેડુતોમા લગભગ પોણો ભાગ ચારે માસ ખેતી ઉપર લક્ષ આપતા નથી માત્ર ચોમાસાની રોપણી કરી બાર મહીના ચાલે એટલુ અનાજ પકવે છે અને બની શકેતો રવિપાક થોડા ઘણો કરવાની કાળજી રાખે છે. બાકીનો વખત પરચુરણ ધધા શોધી પરચુરણ કમાણી કરવાના ફાંફા મારે છે કેટલાક દેવુ કરી મીલ્કત ગુમાવી કાઢે છે. મોટો ભાગ બળદનાડાથી વાડું કરી થોડું ઘણું ઉત્પન્ન કરી તાત્કાલિક લાભ મેળવે છે, અને ચોમાસું આવતા બળદોને નિરમાલ્ય બનાવી ખેડની તક જોઈએ તેવી સાધતા નથી, તેમજ બે ત્રણ વર્ષે બળદની નવી જોડ ખરીદવી પડે છે અને ત્યારે દેવું કરવા સિવાય બીજો ઇલાજ નથી. કેટલાક ઘાસ, બાવળ, કેરીના ટાઇમમા થોડો ઘણો શ્રમ લઇ થોડું ઘણું ઉત્પન્ન કરે છે અને એ રીતે આખું વર્ષ કાઢે છે કેટલાક લોકો આઠ માસ નોકરી શોધે છે, અને સુકી મોસમમા જમીન સુધારો શકતા નથી. આઠ માસ નહિજ જેવું ઉત્પન્ન કરવાની શોધમા વખત કાઢવાને બદલે એનીમાં ઋતુ પ્રમાણે બની શકે તેવા પાકો કરે અને જમીન સુધારી ખાતર નાખી લાયક બનાવે તો સારો લાભ જરૂર થાય. કેટલાક ઉદ્યમી ખેડુતો થોડી જમીનમાં પણ સારી રીતે નિર્વાહ કરી શકે છે. જ્યા ખેડુતોજ ખેતીને મુખ્ય ધધો ગણી ઉદ્યમ કરવાને બદલે ગૌણ ધધો સમજી વર્તે ત્યાં પછી ખેતીમાં ઉન્નતિ શી રીતે થઇ શકે?

ઢોરઃ—આ તાલુકાની જમીન અને વસ્તીના પ્રમાણમા ઢોરો અતિશય છે, તો નોકર ખેડ કરનારને ત્યા પણ આને આઠ ઢેરો હશે એટલુંજ નહિ

પણ બીલકુલ જમીન વિનાનાને ત્યાં પણ બે ચાર ઢોરો ખરા, એટલે ખેડુતો ઘણાં ઢોરો નકામા રાખી ઘણા પૈસાનો દુર્વ્યય કરે છે જે ખેડુતને બે બળદની જરૂર હોય ત્યા ચારથી પણ વધુ બળદ રાખી આવકનો કેટલોક ભાગ નકામો કાઢે છે સાધારણ ખેડુત પણ બે બળદ અને એક સવારી ગાડી રાખવામા આનદ માને છે

આટલા ઢોરો હોવા છતાં ખાતર તો ખેતરમાં જવલ્લેજ પડે છે. કેટલીક જગ્યાઓ તો બળદ હળે જે દિવસે ખેતરમાં ફરે અને જે છાણ પડે તેજ ખાતર હોય ત્યાં પાક શી રીતે થઇ શકે? ઉપર દર્શાવ્યું તેમ છાણનો ખાતરને બદલે બળતણમા વ્યય થાય છે વળી ખેડુતોને ખાતર સગ્રહી રાખવાની આવડત અને કાળજી નથી ઉકરડા તદ્દન અલગા ને નાના રાખે છે એટલે ચોમાસાનું ખાતર ધોવાઇ જાય છે અને સુકી મોસમનું બળતણમાં જાય છે જો ઢોરોનું છાણ બરાબર સાચની મેઢમાથી મરોડો, ઘાસનો કચરો, પાદડા વગેરે મેળવી કોહવડાવી ઉપયોગમાં લે તો જરૂર પાકો સારા પાકે. ખાતર વધુમા વધુ બનાવવુ અને મેળવવું એ ખેડુતો પોતાની ફરજ માનતા નથી અને જમીન એમને એમજ પાક આપે એવી માન્યતા રાખે છે તેથી ઉન્નતિ થવી અશક્ય છે. વાઘછીપા અને અબાચના પાટીદાર ખેડુતો ખાતરની બાબતમા આખા તાલુકાને નમુનારૂપ છે એ લોકો જરાપણ ખાતર નકામુ ન જવા દઇ કચરો મેળવી પાણી રેડી ઉતમ ખાતર બનાવી જમીનમા પુષ્કળ નાખી સાધારણ જમીનમાં પણ સારો પાક પકવે છે જો બધા ખેડુતો આ પ્રમાણે કરે તો બહુ લાભ થાય. બળદ, તથા ગાયની જાત નાની છે ઉતર ગુજરાતના મોટા બળદો આ તાલુકાની જમીન તથા હવા ઘણી ભેજવાલી હોવાથી વધુ વખત જીવી શકતા નથી તેથી જો સારા સાઢા ગામેગામ રાખી ઓલાદ સુધારવાની કાળજી રાખવામા આવે તો સારો લાભ થાય. મોટા જનાવરોને અહીંનું પોકળ ઘાસ માફક આવતું નથી. અને જુવારની કડબ મળતી નથી. ભેસો ઘણીજ થોડી છે, અને જે છે તે, પણ સારી માવજત ન થવાથી વધુ દુધ આપી શકતી નથી. જો આ તાલુકાના ખેડુતો બીજા ધંધા શોધવાને બદલે ઘાસ ચારો સસ્તા હોવાથી વધુ સંખ્યામાં ભેસો રાખી સારી માવજત કરે તો વધુ લાભ મેળવી શકે અને ખેતીની સુધારણામાં પણ ઘણો વખત બચાવી શકે.

સામાજીક સ્થિતિ:—આ તાલુકાના અનાવિલ બ્રાહ્મણ ખેડૂતની નબળી સ્થિતિનું મુખ્ય કારણ સાંસારિક ખર્ચ છે. પાઇ બચે કે ન બચે સારી રીતે

જીવન ગુજારાય કે ન ગુજારાય, છોકરા ભણે કે ન ભણે, તો પણ લગ્ન અને મરણના ખર્ચમાં મોલ્કત વેચી, કે દેવુ કરી સ્થિતિના પ્રમાણમાં વધુ ખર્ચ કરી પાયમાલ થતા જાય છે. સંસારના ખર્ચ ઓછા થયા સિવાય આ ગરીબ અને થોડી આવકવાળો તાલુકો સુખી થવાનો નથી. કેળવણી વધવાથી આ ખર્ચ ઓછો થવાનો સંભવ છે અનાવિલ બ્રાહ્મણોનુ આ સ્થિતિ સુધારવા તરફ લક્ષ દોરાયુ છે, પરંતુ જયારે એ ખર્ચ અટકાવીએ ત્યારેજ લાભ થાય. આ જમાનો હવે વાત કરવાનો નથી. દુનીયા ઘણી ઝડપથી ગતિ કરે છે અને તેમાં આ તાલુકો ધીમી ગતિ કરે તો પાછળ પડેલો વધુ પાછળ પડી જશે, તેથી સંસારના ખર્ચો સુધારવા આ તાલુકાના વદ્વાન અને આગેવાનોએ ખાસ પ્રયત્ન કરવાની જરૂર છે સ્થિતિ સુધારવી એ સમાજના આગેવાનોની પણ ફરજ છે, તેમ દરેક મનુષ્ય પોતાના અંતઃકરણમાં સતત લાગણી રાખી સતત ઉદ્યમ કરે અને નબળા રીવાજોનો નાશ કરી જીવન નિર્વાહ સસ્તો બનાવી આવક વધારે ત્યારેજ ઉન્નતિ થાય તેમ છે, બીજી જાતો સ્થિતિના પ્રમાણમાં ઓછો ખર્ચ કરે છે, તેથી કઇક સુખી છે હાલના મોંઘવારીના સમયમાં થોડી આવક અને સાધારણ સ્થિતિના માણસોએ ખર્ચ ઘટાડી, આવક વધારી, દેવુ નહિ કરવાની ભીષ્મપ્રતિજ્ઞા લેવી ભવિષ્યની પ્રજાને સુખમાં જીવન ગાળવાનો બીજો રસ્તો નથી

પાણીનાં સાધનઃ—જો વરસાદ નયમિત ને પુરતો પડે તો આ તાલુકામાં ડાંગરનો પાક સાધારણ સારો થઇ શકે છે. કયારીનો મોટો ભાગ તળાવ વિનાનો છે, પણ પુરતા વરસાદે પાક પાકી શકે છે. અનિયમિત અને થોડા વરસાદે આ પાક જોઇએ તેવો થતો નથી તાલુકાના પશ્ચિમ ભાગમાં ભેજ થોડો રહેતો હોવાથી વધુ પાણીની જરૂર છે પુર્વ ભાગમાં વધુ ભેજથી સપાટ ખેતરોમાં પણ લોકો ડાંગર રોપે છે, અને તે સારા વરસાદથી ઠીક થઇ શકે છે. સાધારણ રીતે ઘણા ગામોમાં તળાવો હોય છે પરંતુ એટલી બધી કયારીઓ હોય છે કે અગાઉથી તળાવ અને પાણી વાપરવાની વધુ સાચવણી ન હોવાથી એક વખત પણ બધે પાણી ફરી શકતુ નથી જો તળાવ ઉંડા કરવામાં આવે અને પાણીની વહેંચણ અને સાચવણ ઉપર સખત દેખરેખ રાખવામાં આવે તો નબળા વર્ષમાં પાકને લાભ થવાનો સંભવ છે

કુવા સામાન્ય રીતે આખા તાલુકામાં જોઇએ તેટલા પ્રમાણમાં છે. બીજુ આ તાલુકામાં જ્યાં ખોદે ત્યા દશથી ૩૦ ફુટે પાણી નીકળી શકતું હોવાથી જોઇએ તે જગાએ ખોદી શકે છે. કુવા ખોદી ગાળા ડેગી, કોસ વગેરે પાકા

કરે છે. જે કુવામાં વધુ પાણી હોય ત્યાં એન્જીન પંપની મદદથી પાણી ઉંચે ચઢાવી તુરતને પાણી પાવામા આવે તો ઓછી મહેનત તથા, ખર્ચે મારેહું પાણી કાઢી ઉત્તમ બાગાયત પાકો લઇ શકાય આવી રીતે તે પાણી કાઢવાને માટે તુકવાડા ગામે પાવરપંપ ઇરીગેશન સોસાયટી કાઢવામાં આવી છે ને તે સારૂ કામ કરી રહી છે. કેટલાક કુવામાં વધારે પાણી હોતુ નથી. તેમજ તેને સારા બાંધેલા હોતા નથી કેટલાકમાં એક કે બે કલાક જ કોસ ફરી શકે છે જેથી કુવાઓને સારી રીતે બાંધવાની બોરીંગ કરાવી અને વધારે પાણી કાઢવાની કાળજી રાખવી જોઇએ કે જેથી તેની નીચે વધારે પ્રમાણમા બાગાયત તુર્ત થઇ શકે અને તેથી સ્થિતિ સુધરવામાં સહાય થાય

આ તાલુકામાં નાની નાની ખાડીઓ ઠામઠામ પુષ્કળ છે જો એ ખાડી માં મજબુત પાકા બંધો યોગ્ય જગાએ બાંધવામા આવે તો ડાંગરનો પાક વધુ જમીનમાં થઈ શકે તેમ છે.

કેળવણી:—સુરત જિલ્લાના બીજા તાલુકા કરતા આ તાલુકામાં કેળવણી નો પ્રચાર ઘણો ઓછો છે. નામદાર સરકારે ઘણા ગામોમાં સ્કુલો ખોલેલી હોવા છતા હજી વસ્તીનો મોટો ભાગ અજ્ઞાન અવસ્થા ભોગવે છે, તે તાલુકા ના ખેડુતોની પડતી સ્થિતિનું મોટું કારણ છે. ખેડુતો જો કેળવાય તો નવા અને સારા પાકો ઉત્પન્ન કરી શકે, તેમજ નબળા રિવાજો દૂર કરી શકે અને દેવાના પંજામાંથી બચી શકે. એકંદરે આ તાલુકામા પ્રાથમીક કેળવણી આસરે ૪૦૦૦ બાળકો લે છે. પરતુ વીદ્યાર્થીઓનો મોટો ભાગ એક બે ચોપડી ભણીને ઉઠી જાય છે, તેથી તે અભણ જેવાજ રહે છે, ફરજિઆત કેળવણી બધી કોમમાં દાખલ કીધા સિવાય આ સ્થિતિ સુધરે તેમ નથી. અંગ્રેજી કેળવણીનો પ્રચાર દિનપ્રતિદિન વધતો જાય છે પારડી સાર્વજનિક સોસાયટીની હાઇ સ્કુલથી આ તાલુકાની ભવિષ્યની ઉન્નતિની આશા રહે છે. આજ સુધી માં એકદરે આ તાલુકામાં ફકત દશ, પદર ગ્રેજ્યુએટો છે. જો ખેડુતના છોકરાઓ ખેતી અને તેને લગતા બીજા ઉપયોગી ધધાઓ શીખે અને પોતાનો વખત એ ધધામાં ગાળે તેં સ્થિતિ સુધારવામા સહાયભુત થાય. પારડી તાલુકાની ગરીબી પર નામદાર સરકારના કેળવણી ખાતાએ કેળવણી વધારવા આ તાલુકામાં સારો પ્રયાસ કીધો છે. તેથી ભવીષ્યમા સારૂં ફળ આવે એવી આશા છે વળી નામદાર સરકારના ખેતીવાડી ખાતાએ પણ સારા, નવા અને ઉત્તમ પાકો કરાવવાના પ્રયાસ કરવા માંડયા છે કોઓપરેટીવ ક્રેડીટ સોસાયટીઓ પણ ખેડુતોની આર્થિક સ્થિતિ સુધારવાને સારૂં લક્ષ આપવા

માંડયું છે અને એક કર્મટી આર્થિક સ્થિતિ સુધારવાના ઉપાયોની તપાસ કરી ગઇ છે.

જો લોકો ખેતીપર પુર્ણું લક્ષ આપે, વખતનો ઉતમ વ્યય કરે, સારી કેળવણી લે, જમીન અને પાણીનો ઉપયોગ કરે, આમના લોકો સંપ કરી એક બીજાને સહાય કરી સમભાવના ખીલવી, અદેખાઇ અને કુસંપ છોડી દઇ, વિજ્ઞાનની વીસમી સદીના પ્રગતિમય જમાનાનો ખરેખરો લાભ લે અને ઉદ્યોગ એ પોતાનું જીવન સમજી આર્થીક સામાજીક અને નઇતીક સ્થિતિ સુધારવાની મનમાં જરૂરી લાગણી રાખી આવક વધારી ખર્ચ ઘટાડે, દુષ્ટ રીવાજોને દુર કરે અને જમાનાને પ્રગતી કરે તો અને આશા છે કે આ તાલુકાની સર્વ રીતે ઉન્નતી જરૂર થાય તેમ છે. અને આ તાલુકાનું હિત ઇચ્છનાર દરેક વ્યક્તિ ઉપર બતાવેલી બાબતોનું મનન કરી તે પ્રમાણે વર્તશે તો મારો આ લેખ લખવાનો ઉદ્દેશ સફળ થયો એમ હું માનીશ.

---

સને ૧૯૨૪-૨૫ ની સાલમાં ઉત્તર ગુજરાતમાં
ભરનારા ખેતીવાડી પ્રદર્શન.

| | |
|---|---|
| અમદાવાદ જીલ્લો. | તારીખ |
| મોડાસા તાલુકે મોડાસા | ૯-૧-૨૫ |
| છારોડી ફાર્મ | તારીખ નક્કી નથી |
| ખેડા જીલ્લો | |
| હજીરાબાદ | ૨૨-૧-૨૫ |
| બાલુપરા | ૧૬-૧-૨૫ |
| પંચમહાલ જીલ્લો. | |
| દાહોદ ફાર્મ | તારીખ નક્કી નથી |

Gulabbhai N. Desai.

લીલીયા સુપ્રીન્ટેન્ડન્ટ ઓફ એગ્રીકલ્ચર ...વિભાગ

---

* સને ૧૯૨૪ માં ભરાયેલા પ્રદર્શન આ જાનેવારી ૨૫ ને અંક છાપતી વખતે ...

# નોંધ.

લેખક—પરાગજી રણછોડજી દેશાઈ,
ખેતીવાડી ઓવરશીઅર—અમદાવાદ

સાર

ખેતીવાડી ખાતાના પ્રયાસથી તેમજ વરસાદની અનીયમીતતા, બાજ્યાર ની સવડતા અને ખરીફ પાક તરીકે લાભદાયી નીવડતા પાકની સવાવીતતા ના આધારે પ્રાતીજ તાલુકા અને મોડાસા મહાલની અંદર મગફળી અને કપાસના વાવેતરો ઘણા મોટા પ્રમાણમા વધવા પામ્યા છે તે નીચે આપેલા સાલવાર આંકડાના કોષ્ટકથી સમજાય એવુ છે

| સાલ | મગફળીનુ વાવેતર શરૂઆત એકરમા |
|---|---|
| ૧૯૧૯-૧૩ | ૭૫-૧૮ |
| ૧૯૧૪-૧૫ | ૧૭૩-૨૦ |
| ૧૯૧૫-૧૬ | ૭૨૬—૫ |
| ૧૯૧૬-૧૭ | ૧૪૮૦-૧૯ |
| ૧૯૧૭-૧૮ | આંકડા મળ્યા નથી |
| ૧૯૧૮-૧૯ | ૨૮૪૮—૦ |
| ૧૯૧૯-૨૦ | આંકડા મળ્યા નથી |
| ૨૦-૨૧ | ૪૬૦૮ |
| ૯૨૧-૨૨ | ૩૮૭૭ |
| ૧૯૨૨-૨૩ | ૫૫૪૩ |
| ૧૯૨૩-૨૪ | ૯૧૨૮ |

રીમાર્ક

સોનાસણ રામપુરા, આમોદરા ઝીંજવા વધરોટા, મહાદેવ પગ, આંબાવાડા પુસરી વીગેરે ગામે મગફળીનુ મોટા પ્રમાણમા વાવેતર થાય છે, મગફળીની જાત મોટી છે ચાલુ સાલે મોડાસા મહાલમાં આશરે ૧૦૦ એકરપર વાવેતર થયુ હશે બે વરસ પર માત્ર એક એકરપર વાવેતર થતુ હતુ છેલ્લા બે વરસમાં વાવેતરનુ પ્રમાણ વધ્યુ છે જે આંકડાપરથી દેખાય એમ છે.

| | કપાસનુ વાવેતર એકર પ્રાતીજ | મોડાસા મહાલ | |
|---|---|---|---|
| ૧૯૨૧-૨૨ | ૨૪૫૮ | ૧૨૦૩ | ચાલુ સાલમા મોડાસા મહાલમાં કપાસનુ |
| ૧૯૨૨-૨૩ | ૩૮૪૩ | ૧૦૪૮ | વાવેતર જહોળા પ્રમાણમાં કરવામાં આ- |
| ૧૯૨૩-૨૪ | ૬૮૭૮ | ૩૨૮૦ | વ્યુ છે. |

મારા પહેલાના વિવેચનમા મે જણાવ્યું છે કે આ તાલુકાને મહાલની અંદર ખેતીકાર લોકો પછાત વર્ગના છે, જેમની ખેતી કરવાની પદ્ધતીમાં સુધારાબધ ખેતી કરવાના પુરા જોઈતા ઓજારોનો વપરાશ પણ નથી આ

લોકમાં સફાઇબંધ ખેતી કરવાના ખેતીવાડી ખાતાના સતત ઉપદેશના આધારે રાંપ, રાંપડીઓ, વાવણીઆ, વિગેરેનો પ્રત્યક્ષ ઉપયોગ કરી બતાવી, તેનો પ્રચાર વધુ ઉપયોગમાં લેવાવાથી અને આજુબાજુના લોકો મગફળી અને કપાસના વાવેતરો, સારી ખેડ કરી, સાધારણ કમી વરસાદના વરસોમાં પણ સારો પાક લઇ શકે છે તે જોવાથી અને સમજવાથી આ લોકમાં આવેલી જાગૃતીનું પરીણામ આ ખેતીઓ ( મગફળી અને કપાસની ) વધુ પ્રમાણના થવા પામી છે એ ખુલ્લી રીતે દેખાઈ આવે છે.

મોડાસા મહાલની અંદર ધનસુરા-દેત્રોઇ બાજુપર કપાશને લાયકની સારી જમીનો આવેલી છે. એ જમીનો આજદીન સુધી પડતર રહી સરકાર તરફથી એકસાલી હરાજીથી લોકો મુખ્યત્વે ચરણને માટે રાખતા હતા. બે ત્રણ વરસ થયા ધનસુરા ગામે કપાશના અખતરા ખેતીવાડી ખાતાએ ખેડુત લોકના ખેતર પર કરી બતાવ્યા આને લઇ તેમજ હાલના સંજોગને લઇને અને કપડવંજના માલની જમીન પર કપાશની ખેતી કરનારા લાટવાળા આવી પહોંચવાથી આ કહેલી ( ધનસુરા દેત્રોઇ ) જમીનની કીંમત સમજાઇ આ ચાલુ વરસમાં આ પૈકીની આશરે ૫,૦૦૦ વીઘા જમીનો લગભગ રૂ૦ ૧૪૪,૦૦૦ નો કીંમતે ખેડુતોએ લાટ બાંધી કબજા હકથી રાખી અને મહેનત કરી આશરે ૭૦૦ વીઘા ઉપર ધનસુરા ગામની નજીકની જમીન પર કપાસના વાવેતર રળીઆમણી રીતે કર્યાં છે. ધનસુરા ગામના લોક પણ પોતાની જમીન પર આશરે ૧૭૦૦ વીઘાપર કપાસને રોપ્યો છે તેમજ વાવેતર પણ કર્યું છે. એક જ ખેડુને મગફળીનુ વાવેતર આશરે પંદર વીઘાપર ગોરાળ જમીન પર કરેલુ છે આ બે ત્રણ વરસની અંદર દેત્રોઇ, મોતીસર, ટીબાતલાવ અને ધનસુરા ગામે આ પ્રમાણે પડતર જમીનો કબજા હકથી લેવાઇ છે અને તેના ઉપર સારા ખેડુતોએ કપાસના વાવેતરો શરૂ કરી દીધાં છે. હજુ મોડાસા મહાલની અંદર પડતર જમીનો છે જેમાંની ઘણીખરી થોડા વરસોમાં કબજા હકથી લેવાશે અને સ્થાઇ ખેડુતો અને બહારના ખેડુતો બન્ને મળી આ મહાલની ખેતીમાં સારી પ્રગતિ કરશે એ નીશ્ચય છે. એટલે ખેતીવાડી ખાતાનો મુળ ઉદ્દેશ પણ સાથે પાર પડેલો જણાશે



# અમદાવાદ જીલ્લામાં થતા તમાકુના વાવેતર વિષે.

લેખકઃ—ચરાગજી રણછોડજી દેશાઇ.
ખેતીવાડી ઓવરશીઅર—અમદાવાદ.

### સામાન્ય વર્ણન.

આ જીલ્લામાં તમાકુનું વાવેતર ઘણું ખરૂં સાણંદ, દસ્ક્રોઇ, ધોળકા અને પ્રાંતીજ તાલુકામાં કરવામાં આવે છે. " સાણંદ તાલુકામાં સાણંદ, નેંદ્રાળ, દસ્કોઇ તાલુકામાં ચાંદખેડા, નરોડા, મોટેરા, ધોળકા તાલુકામાં બાવલા, રૂપાલ, ચલોડા અને પ્રાંતીજ તાલુકામાં સલાલ, પ્રાંતીજ અને તાજપુર ગામમાં વાવેતર મોટા પ્રમાણમાં થાય છે. વરસાદની અનીશ્ચીતતાને લઇ ગયા બે વરસમાં એનું વાવેતર કંઈક ઓછા પ્રમાણમાં થવા માંડયુ છે જે નીચેના આંકડા પરથી જણાશે.

| વરસ | તંબાકુના પાકનું ક્ષેત્રફળ એકરમાં, નીચે જણાવેલા તાલુકામાં | | | | | |
|---|---|---|---|---|---|---|
| | પ્રાંતીજ | ઉ. દસક્રોઇ | દ. દસક્રોઇ, | ધોળકા, | સાણંદ | એકંદર જીલ્લામાં |
| ૧૯૧૮-૧૯ (આછા વરસાદવાળું વરસ) | ૫૮ | ૩૧૭ | ૨૭ | ૧૩ | ૧૨૫ | ૫૫૫ |
| ૧૯૨૦-૨૧ | | | | | | ૩૪૧૨ |
| ૧૯૨૧-૨૨ | ૨૪૪ | ૧૧૨૧ | ૨૪૦ | ૮૯૯ | ૧૪૩૧ | ૪૧૩૬ |
| ૧૯૨૨-૨૩ | ૧૮૬ | ૭૨૫ | ૧૪૫ | ૫૧૪ | ૧૧૮૭ | ૨૮૫૫ |
| ૧૯૨૩-૨૪ | ૩૬ | ૩૩૪ | ૪૮ | ૨૫૫ | ૮૭૦ | ૧૫૮૬ |

સાણંદમાં ઘણાખરા ખેડુત સરેરાશ ૪ વીઘા તમાકુ રોપે છે. જ્યારે બાવલામાં બે વીઘા રોપે છે. સાણંદમાં વડીઆ વગાનો તમાકુ જમીનના કારણને લઇ સારો થાય છે.

તમાકુની જાત—

| | | |
|---|---|---|
| સાણંદમાં, | નાધીરી ( ઉંચી જાત ) | ગરપડીઉ ( હલકી ) |
| બાવલામાં, | કાગડીઉ ( ઉંચી ) | ગરછીઉ ( હલકી ) |
| પ્રાંતીજ સલાલમાં | ખાનદેશી મહુવડીઉ ( ઉંચી ) | શીઆવેલ ( હલકી ) |

સાણંદના લોક નાધીરી જાત વધું પસંદ કરે છે, ગરપડીયું જાત ઠુંઠી હોવાથી અને પીલા વધારે ફુટતા હોવાથી પીલા ચુંટવાનું કામ કઠણ પડે

છે; આ ટુંકી જાતનો પાક એક વીંઘામાં આશરે ૧૦ મણ વધુ થાય છે અને આછા વરસાદવાળા વરસમાં પાણી આપી કરવામાં આવે છે નાઘોરી જાતમાં બીજી જાતના છોડ ઘણુ માલુમ પડે છે સાણંદમાં બી ને માટે છોડ પસંદ કરી જુદા રાખવામાં આવે છે જ્યારે બાવલામાં લણેખરે લાગે પીલા કુટવા હઇ ( તમાકુ કાપ્યા પછી ) તેમાંથી બી લેવામાં આવે છે, એટલે અહીંઆ ભેળસેળ થઇ જવાનો સંભવ રહે છે. બાવલામાં ટુંકી જાત વધારે પસંદ કરે છે. પ્રાતીજ-સલાલમાં ખાનદેશી અગર જોધપુરી જાત ( ૯ચી જાત ) વધુ પસંદ કરે છે.

## જમીન ખાતર અને ખેડ.

જમીન ઘણે ભાગે રેતાળ પસંદ કરવામા આવે છે; કાળી જમીનમાં અગર ચીકાશવાળી જમીનમા ખાલા બહુ પડી જાય છે કારણ કે પાણી ભરાવાથી તમાકુના છોડ અગર રોપ મરી જાય છે. સાણંદની જમીન બાવલા ની જમીન કરતા વધારે ફળદ્રુપ અને ઉંડી છે તેથી બાવલા કરતાં સાણંદામાં તમાકુ પણ સારી થાય છે. પ્રાતીજ-સલાલની જમીન રેતાળ છે એટલે ખાતરનો ગુણ સારો જણાવાથી પાણી આપવાથી તમાકુ ઘણો સારો થાય છે. દર વરસે દરવીઘે ૧૦-૧૨ ગાડાં ખાતર જેઠ મહીનામાં આપવામાં આવે છે અને તેની તે જમીનમાં તમાકુ દર વરસે કરવામાં આવે છે, અને આવી રીતે ખતરાયલી જુની જમીનમા તમાકુ સારી થાય છે. બાવલા વાળા લોકનો અનુભવ સુચવે છે કે એરંડીના ખોળનો ખાતર તરીકે ઉપયોગ કરનાથી તમાકુ સળગવામા રાશી ( ખરાબ ) જણાય છે. વરસાદ થયે ખેડ કરવામાં આવે છે. પહેલાં રાંપ અગર રાંપડી ફેરવવામાં આવે છે અને પછી બે વખત હળથી ખેડ કરવામાં આવે છે કે જેથી જમીનનો ( રવો ) બારીક ભુકો થાય એકદરે, સાતથી દશ ખેડ તક મળે કરવામાં આવે છે.

## ધરૂ ઉછેરવાની રીત.

વરસાદ થયે સારી રીતે ખાતર નાંખી તઇયાર કરેલી જમીનમાં બી છાટી ધરૂ તઇયાર કરવામાં આવે છે, છાછરા કીઆરા કરવામાં આવે છે જેને કુવાની સવડ હોય તે ધરૂને જરૂર પડે તા કોશ વતી પાણી પાય છે, નહીં તો બેડાથી પાણી લાવી છાંટે છે; કોઈ કોઇ વખત ધરૂમાં ચોળ પડે છે અને તેનો ઉપદ્રવ વધે તો ધરૂ કોહી જાય છે; આવા સંજોગમા પ્રથમ વીણી લેવામાં આવે છે અગર તો રાખ અને ઘાસતેલ મેળવી છાંટવામાં આવે છે. જ્યારે ધરૂ ચાર પાનનું થાય ત્યારે રોપવા લાયકનુ થાય છે તમાકુનુ બી ઘણુ જ

નાસું હોય છે અને તેથી બી વીઘાના રોપાણ માટે એક મુઠી પણ આંલી રહે વળી બી ની ઉગવાની શક્તિ ઘણા વરસ સુધી રહે છે.

## રોપવાનો વખત અને રોપ્યા પછીની માવજત.

શ્રાવણ માસમાં જ્યારે ઝરમર વરસાદ થતો હોય અને વાદળનો મેઘ ઉગાર હોય ત્યારે તમાકુને સારી રીતે ખેડ કરેલી ઉપલી જમીનમાં એક ગજ ગજને ( આશરે બે ફુટ ) છેટે રોપવામાં આવે છે વીઘામાં ૫ થી ૮ માણસ ધરૂ લાવી રોપવા માટે જાય છે હાથીઆ રેતાળ આડી અવળી ફેરવી નીશાન કરેલી હોય તેમાં ચોકડીએ દરેક જગાએ એક છોડ રોપવામાં આવે છે. જો રોપ્યા પછી ટુવાની જરૂર પડે તો પાણીના ટુવા આપવા પડે છે. તમાકુના રોપ ચોંટી જાય અને વરસાદ થાય તો તરત રાંપડી દેવામાં આવે છે. સાણદમાં અને પ્રાંતીજમાં બળદથી રાંપડી ફેરવવામાં આવે છે. જ્યારે બાવળામાં રોપ્યા પછી ચોથે દીવસે પહેલી વખતે માણસથી રાંપડી ફેરવવામાં આવે છે, પણ રોપ્યા પછી વરસાદ સારો થાય તો બળદથી રાંપડી દે છે. સાણદ બાવળા વિગેરે ભાગમાં દરેક બળદની જોડ પર બે રાપડી જોડી ફેરવવામાં આવે છે. પ્રાંતીજ તાલુકામાં એક બળદની જોડ પર એકજ રાપડી જોડવામાં આવે છે. ત્યારબાદ જ્યારે જ્યારે વરસાદ થાય ત્યારે રાંપડી દેવી પડે છે. ત્રણ થી ચાર વખત આવી રીતે રાંપડી દેવી પડે છે.

## છોટવાની અને પીલા ચુંટવાની ક્રીયા.

જ્યારે ઘુંટણની ઉચાઈના તમાકુના છોડ થાય ત્યારે ઉપરની ટોચ ભાગી ચુટી નાંખવામાં આવે છે એટલે તમાકુની જાત પ્રમાણે ૧૦ થી ૨૦ પાન તમાકુના રહે છે. ( સાણદ નાથેરી ) જાતમાં ૧૦ થી ૧૨ પાન, મરઘડીઆ જાતમાં ૧૨–૧૪, બાવળામાં ગરછીયુ જાતમા ૧૨ થી ૧૫ અને કાગડીઆ ( ઉચી ) જાતમાં ૧૦–૧૩, સલાલમાં મહુવડીઆ અને ખાનદેશી જાતમાં ૨૦ થી ૨૩ અને શીજાવેલ જાતમાં ૧૬ થી ૨૦ પાન રહે છે આખુ વવાનું અગર ચુટવાનું કામ તમાકુ દોઢ મહીનાની થાય અને ફુલ આવે ત્યારે કરવામાં આવે છે. ખુટયા પછી દશથી પંદર દીવસે ઉપલા ભાગમાં પીલા આવે તેને ચુંટી કહાડવામાં આવે છે. ત્યારબાદ દર અઠવાડીએ ફુટેલા પીલાને મજુર કરી ચુટી કાઢવા પડે છે. આ કામ જ્યાં સુધી તમાકુ પાકી તઈયાર થાય ત્યાંસુધી કરવું પડે છે. આ કામ ઉપડ ઘણેખરે ભાગે મોસમ પુરતુ. વીઘાના રૂા૦ ૫ થી ૧૦ દેરવી આપવામાં આવે છે.

## પાકવાનો વખત અને તમાકુ કાપી, ચાકી કરવાની પદ્ધતિ.

સાણુંદમાં માગસર પોષમાં તમાકુ પાકી તઇયાર થાય છે. બાવળામાં પોષ માસમાં અને સલાલ પ્રાંતીજમાં પોષ માહ મહીનામાં તઇયાર થાય છે. સાણુંદમાં ઘણુંખરે ભાગે તમાકુને પાણી પાતા નથી પ્રાંતીજ સલાલમાં બે વખત કારતક માસમાં પાણી પાય છે: બાવળામાં પણ કોઇકોઇ ખેડુત એમ કરે છે. મીઠાં પાણી કરતાં ખારાં પાણી તમાકુને વધારે માફક આવે છે. પાણી પાયલો તમાકુ છીકણી અગર તપખીર ના કામમાં જાય છે; વગર પાણી પાયલો તમાકુ પાકમાં ઓછો થાય છે, પણ પીવામાં સખ્ત આવે છે અને ઘણુંખરે ભાગે હુક્કામાં વપરાય છે.

તમાકુ પાકી તઇયારં થાય એટલે આખા છોડને દાતરડા વતી કાપી નાંખવામાં આવે છે અને છોડને એમને એમ ૯ થી દશ દીવસ સુધી ખેતરમા રહેવા દેવામા આવે છે. (કાપ્યા પછી ચાર પાંચ દીવસમાં જો સારો વરસાદ થાય તો તમાકુ કોહી બગડી જવા સંભવ છે;) કાપતી વખતે ત્રણ ચાસ સાથે કાપે અને ઢગલા મુકે અને આવતી વખતે ત્રણચાસ કાપે તેના આગળના ઢગલાની બાજુએ ઢગલા કરે, આ ઢગલાને ખેતરમા નવ,દશ દીવસ સુકાવા માટે રહેવા દેવામાં આવે છે ત્યાર,બાદ છેલ્લે દીવસે સાંજના ચાર વાગે તમાકુ પર' પાણી છાંટે; (ઘાસ અગર ડાંગરના પરાળની પુરી, અગર તો દાભની પુરી, તમાકુ પર રાખી પાણી છાંટવા અગર રેડવામા આવે. પ્રાંતીજ તાલુકામા ઝાંકળ વધું પડતુ હોવાથી ત્યા બહુ પાણી છાટવું પડતુ નથી જયારે સાણુંદ તરફ વધુ પાણીની જરૂર પડે છે. ત્યારબાદ ઢગલા કરી તમાકુની હાર કરવામાં આવે છે (છ ઢગલા અગર કોરીઆ કરે પંદર છોડના ઢગલા મુકે તેની છ હાર આવે) રાતના આઠ અગર નવ વાગે ઘર લઇ જઇ ચાકી વાળે પછી બીજે દીવસે છોડથી પાન જુદા કરી પછી પાન રીતસર ગોઠવી, વચલા ભાગમા ખાખરી અગર ભુકો રાખી ગુડીઆ વાળવામા આવે, (૨ પાનને સોળનાર અગર જુદા કરનાર, ૨ પાનને ગોઠવનાર, ૨ ઘડીના બાંધનાર અને બે જણ ઢગલા કરનાર મળી આઠ માણસ જોઇએ; એક વીંઘાના તમાકુને માટે ૩૨ માણસ અગર મજુર જોઇએ અને. બે માણસ ચાકી બાંધવા અગર કરવા માટે જાય છે) આ ગુડીઆંને ચાર દીવસ રાખવામા આવે છે પછી ફેરવવામાં આવે છે. જયા સુધી સુકાય ત્યસુધી ત્રીજે ચોથે દીવસે ફેરવી રીતસર ચાકી ગોઠવવી પડે છે; ભાવ ૧૮ થી ૨૦ ગુડીઆનો માલ પ્રમાણે રૂા૦ ૪ થી ૫ આવે છે એક વીંઘામાં ૬૦૦૦ છોડ રહે અને છ છોડનું એક ગુડીઉ થાય એટલે એક વીઘામાં ૧૦૦૦ ગુડીઆ થાય છે

## વેચાણની પદ્ધતી.

૨૦ ગુડીઆનુ લીલું વજન ( પાણીવાળુ ) સાણંદમાં ૪૫ શેર અને બાવલામાં ૪૨ અને પ્રાંતીજ સહાલ તરફ મોટાં ગુડીઆ કરતા હોવાથી ૧૫ ગુડીઆંનું વજન ૫૦ રતલ થાય છે અને ઉપરની ગણતરી પ્રમાણે તમાકુનું વેચાણ થાય છે. સાણંદ અને બાવલામાં તમાકુના ગુડીઆં ગણી વેચવાનો રીવાજ છે જ્યારે પ્રાંતીજ સહાલ તરફ તોલ બંધનો રીવાજ છે. સુકાય ત્યારે બાવલામા ( ૪૨ રતલનું ) વજન આશરે ૧૫ થી ૨૦ શેર થાય, સાણંદમાં ( ૪૫ રતલનું ) શેર ૧૫ થાય છે. ( પાણી પાયલા તમાકુનું વજન સુકાય ત્યારે ૧ મણનું ૧૨ શેર સુકાય ત્યારે થાય છે. ) એક વીઘાના જમીનની જાત, મોસમ, ખાતર, વિગેરેના સંજોગે ૩૦ થી ૫૦ મણ તમાકુનો પાક થાય છે. એક વીંઘા ( ૨૩ ગુંઠાના ) મા નીચે પ્રમાણે ખરચ થાય છે.

| | સાણંદમાં | બાવલામા |
|---|---|---|
| ખાતર ૧૦ થી ૧૨ ગાડાં | ૪૦—૦—૦ | ૩૦—૦—૦ |
| ખાતરને ખેતર લેઇ નાંખવાના | ૧૦—૦—૦ | ૫—૦—૦ |
| ખેડ ખર્ચના | ૨૦—૦—૦ | ૧૦—૦—૦ |
| રાંપડી દેવાનો ખર્ચ | ૮—૦—૦ | ૭—૦—૦ |
| ધરુ કરી રોપવાનો ખર્ચ | ૧૦—૦—૦ | ૪—૦—૦ |
| પીલા ભાગવાનો ખર્ચ | ૧૦—૦—૦ | ૫—૦—૦ |
| તમાકુ કાપવાનો | ૨—૦—૦ | ૧—૦—૦ |
| પાણી છાટી, ચાગી તઇયાર કરવા વિ માટે | ૧૬—૦—૦ | ૧૩—૦—૦ |
| ચાગી બધામણી | ૨—૦—૦ | ૧—૦—૦ |
| જમીનની સાથ | ૩૦—૦—૦ | ૧૫—૦—૦ |
| | ૧૪૮ | ૯૧ |

ઉપરની હકીકત ખેડુતને પુછી મેળવેલી છે એટલે કંઇક અતીશયોક્તિ હોય તોપણ કંઇક ખ્યાલ આપવા ઉપલી હકીકત આપી છે.

### રોગ.

રોગમાં આગીઓ કોઇ કોઇ વખત જણાય છે. તમાકુ રોપ્યા પહેલાં વરસાદ સારો થાય તો આગીઓ જણાય નહી; વરસાદની તંગાસ હોય તો આગીઓ થાય એમ બાવલા વાળા લોકનુ માનવું છે. તમાકુ રોપ્યા પછી વધારે વરસાદ થાય અને પાણી ભરાઇ રહે તો એવી જગ્યામાં તમાકુ પીળો પડી જાય છે. વળી બહુ ગરમ આકરી જમીનમાં નીચેના પાન સુકાઇ ખરી જાય છે, અને ઠંડી જમીનમાં પાન સુકાઇ ખરી પડતા નથી. માટે તમાકુના

વાવેતર માટે જેમ વધારે સારી ખેડ થયેલી હોય તેમ સારૂં. વળી ચીકાશવાળી જમીન હોય તો પાણી ભરાવાથી તમાકુના છોડ અગર રોપ મરી જાય છે અને ખાલા બહુ પડી જાય છે

## સુચના.

ગામની નજીકમાં આવેલી ઉંચી, સરખી, રેતવી અને ફળદ્રુપ જમીન તમાકુ માટે વધારે અનુકુળ છે જે છોડને પાન જાડા થતા હોય, પીલા ઓછા ફુટતા હોય, પીવામાં તમાકુ કડક આવતી હોય અને પાક વધારે આવતેર હોય તેવા છોડ બીને માટે પસંદ કરવા; પસંદ કરતી વખતે સારા ભરાવદાર છોડ પસંદ કરવા અને બીને માટે રહેવા દેવા તમાકુનું બી ઝીણું હોય છે માટે દરેક છોડનું બી જુદું રાખી, જુદા કોઆરા કરી ધરૂ ઉછેરી, જુદું જુદું રોપાણ કર્યું હોય તો છોડ સરખા થશે અને તમાકુ ઘણીખરી એકી વખત પાકી જશે. ધરૂ ઉછેરતી વખતે અને તમાકુ રોપતી વખતે પણ કાળજી રાખવાની જરૂર છે ફુલ આવે એટલે ઉપલી ટોચ, ચુંટી નાખવીજ જોઇએ. (બીના છોડ એમને એમ રહેવા દેવા) અને ત્યારબાદ ફુટેલા પીલાને દર અઠવાડીએ ચુંટવાજ જોઇએ. તમાકુ કાપવાની થય તે વખતે જો વરસાદ થાય એવો દેખાવ જણાય તો વાદળ ખુલી જાય ત્યારે તમાકુ કાપવો તમાકુ ને કાપી, સુકાવ્યા બાદ ચાકીએ ચઢાવવાની ક્રીયામાં અનુભવી માણસની જરૂર છે કે જેથી માલનો બગાડ થાય નહી

બે વરસ થયા નાં૦ સરકાર તરફથી ખેડા જીલ્લાના નડીઆદ સ્થળે તમાકુ સબંધમાં અખતરો ચાલુ કરવામાં આવેલ છે, માટે એના સબંધમાં વધું જોઇતી માહીતિ મેં૦ ટોબેકો ઓફીસર, આઇબાને નડીઆદ, ઠારેમને સરનામે કાગળ લખી પુછાવવાથી મળશે.



## ભરૂચ ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ મંડળનો તા. ૧ લી ઓક્ટોબર સને ૧૯૨૨ થી તા. ૩૧ મી માર્ચ સને ૧૯૨૪ સુધીનો મંડળના ઓનરરી સેક્રેટરીએ જીલ્લા કલેક્ટર અને મંડળના પ્રેસીડન્ટ સાહેબ તરફ કરેલો

# રિપોર્ટ.

### ઋતુ.

૧ સને ૧૯૨૨ નું ચોમાસું ઘણું સંતોષકારક હતુ અને જીલ્લાના મ્હોટા ભાગના ખેડુતોને એક આશીર્વાદ સમાન હતુ પરતુ સને ૧૯૨૩ ના ચોમાસાના નિષ્ફળ જવાથી જીલ્લાના કેટલાક ગામોમાં અને તેમાં મુખ્યત્વે કરીને હાંસોટ, વાગરા, અને જંબુસર તાલુકાઓનાં ગામોમા કેટલે એક અંશે દુકાળ માલમ પડયો હતો.

૨ સને ૧૯૨૪ ના સાલના ચોમાસાની સારી આશા દેખાય છે અને તેનું ભવિષ્ય પણ ઘણુ ઉત્તેજક છે.

### મંડળના કાર્યવાહકો.

૩ મંડળના પ્રેસીડન્ટ તરીકે એચ. એલ. ફોક્ષ એસ્કવાયર આઇ. સી એસ તથા જી. એચ. કોવેન, એસ્કવાયર આઇ. સી. એસ. રહયા હતા સરદાર રાવ બહાદુર મોતીલાલ ચુનીલાલે વાઇસ પ્રેસીડન્ટ તરીકે કામ કર્યું હતુ " તેમજ ગુજરાત ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ ત્રિમાસીક " ને પ્રસિધ્ધ કરવા પર પુર્ણ દેખરેખ રાખી હતી. ઓન. સેક્રેટરી તરીકે મ્હે કામ કર્યું હતુ.

### મંડળના સભ્યો.

૪ રીપોર્ટના વખત દરમ્યાન ૧૪૧ જીંદગી પર્યન્તના અને ૧૩ વાર્ષીક સભ્યો હતાં. જયારે આગલી સાલમા ૧૪૦ જીંદગી પર્યંતના અને ૪૮ વાર્ષીક સભ્યો હતા. ૩૨ વાર્ષિક સભાસદોએ ફી આપેલી નહી હોવાથી તેઓના નામ કમી કરવામા આવેલા જંબુસર તાલુકામાના એક જીંદગી પર્યંતના સભાસદ ગુજરી ગયા અને વાઇસ પ્રેસીડન્ટ સાહેબ કે જેઓ પોતાની વૃધ્ધાવસ્થામા પણ મંડળ માટે પોતાનું બનતુ કરે છે તેઓની મહેનતથી બે જીંદગી પર્યન્તના અને એક વાર્ષીક સભાસદનો ઉમેરો થયો. હતો. ભરૂચ શહેરમાંના ૧૨, હાંસોટ તાલુકામાંના ૯, અંકલેશ્વર તાલુકામાના ૮, અને બાકીના જંબુસર અને આમોદ તાલુકાઓમાંના સભાસદોની ફી મામલતદારોને તે બદલ વારંવાર અરજ કર્યા છતાં આવી નહતી.

### મંડળની સભાઓ.

૫ રીપોર્ટના વરસ દરમ્યાન કાર્યવાહક કમીટીની છ વાર બેઠકો મળી હતી

### મંડળનો આવક તથા ખર્ચ.

૬ આ સાથે પરીશિષ્ટ "અ ".થી રજુ કરેલો હીસાબ જોતાં જણાશે કે મંડળની આર્થીક સ્થીતી રીપોર્ટના વખત દરમ્યાન સુધરી હતી. રીપોર્ટની આખર તારીખે બાકી સીલીક રૂ. ૮૨૯૨-૨-૧ ની હતી. જયારે તેની આગલી સાલમા રૂ. ૮૦૭૭-

મડળની કુલ્લ આવક રૂ૦ ૧૯૮૩-૧૧-૩ ની થઇ હતી તેમા મુખ્ય રકમ રૂ૦ ૮૯૬- ૧૨-૦ ની ત્રીમાસીક ના લવાજમની છે રૂ૦ ૭૩૭-૫-૯ વ્યાજ પેટે આવ્યા છે રૂ૦ ૨૦૦ ભરૂચ ડીસ્ટ્રીક્ટ લોકલ બોર્ડ તરફથી બે વરસની ગ્રાન્ટના અને રૂ૦ ૭૬ પરચુરણ ની ફીના આવેલા છે.

૭ મડળનો કુલ્લ ખર્ચ રૂ૦ ૧૭૬૮-૯-૬ થયો છે તેમાં મુખ્ય રૂ૦ ૭૨૮ છપામણી ના, રૂ૦ ૭૯૨ ઓફીસ ખર્ચના, રૂ૦ ૧૬૪-૪-૦ પોસ્ટ ખાતેના, અને રૂ૦ ૨૫ મોર થુથુના પડીકાની રકમો છે મોરથુથુના પડીકા ભરૂચ ખેતીવાડી ખાતાના ઓવરસીયરની મારફતે ખેડુતોમાં મફત વ્હેચવામા આવેલા છે

૮ રીપોર્ટના વખતની આખર તારીખની રૂ૦ ૮૨૯૨-૨-૧ ની બાકી શીલીકમા થી અનુક્રમે રૂ૦ ૨૫૦૦, રૂ૦ ૪૮૫ અને રૂ૦ ૧૦૬, ભરૂચ કો-ઓપરેટીવ બેંક લી૦ ના ફીક્ષ્ડ ડીપોઝીટ, સેવીંગ્સ બેંક, અને ચાલુ ખાતાઓમાં મુકવામા આવ્યા છે મડળ ની સીક્યુરીટીઝમા રૂ૦ ૫૦૦૦ ના સાડાપાચ ટકાના મેમોરેન્ડમ, ભરૂચ કો- ઓપરેટીવ બેંક લી૦ નો રૂ૦ ૧૦૦ ) નો એક શેર તેમજ સાડાત્રણ ટકાના વ્યાજની ૧૦૦ ) ની એક સરકારી લોન છે રીપોર્ટના વખતની આખરે રૂ૦ ૧-૨-૧ હાથપર શીલીક હતી. ભરૂચ ડીસ્ટ્રીક્ટ લોકલ બોર્ડના એકાઉન્ટન્ટે વગર ફી એ હીસાબ તપાસ્યો છે અને તેમણે તે ખરો હોવાનુ પ્રમાણ પત્ર આપ્યુ છે

## મડળનુ કાર્ય અને સામાન્ય

૯ રીપોર્ટના વખત દરમ્યાન ' ધી ગુજરાત ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ ત્રિમાસીક ' નીયમસર મડળ તરફથી પ્રસિદ્ધ કરવામા આવેલ અને તે માટે સરકારના ખેતીવાડી ખાતાના અમલદારો તરફથી લેખો લખવામા આવેલા અને તેમા મુખ્ય કરીને ઉત્તર વિભાગના ખેતીવાડી ખાતાના સુપ્રીન્ટેન્ડન્ટ સાહેબ મી૦ જી૦ એન૦ દેસાઇએ ભરૂચ ખેતીવાડી ખાતાના ઓવરસીયર મી૦ કે૦ ડી૦ નાયક, અને પચમહાલ જીલ્લાના રણીઆર ગામની નીશાળના હેડ માસ્તર મી૦ એમ૦ એન૦ સોલકીએ મુખ્ય લેખો લખ્યા હતા, અને તે ગ્રહસ્થોનો મડળ આભાર માને છે

૧૦ મડળે રૂ૦ ૨૫ ) ની કીમતના જુવારમા થતો રોગ અટકાવવા માટે ખેડુતોને આ મોરથુથુના પડીકા મફત વ્હેચ્યાં હતા

૧૧ ભરૂચ તાલુકામા ખેતીવાડીનુ તાલુકા મડળ સ્થાપવા બાબતના આ મડળની ઓફીસના ન ૩૪૫ સને ૧૯૨૨-૨૩ ના તા ૩ અપ્રેલ ૧૯૨૨ ના મે૦ નામદાર પ્રેસીડન્ટ સાહેબ મારફતે આપ સાહેબ ઉપર રવાના કરેલા મારા પત્ર ઉપર આપનુ ધ્યાન ખેચવા રજા લઉ છુ મુબાઇ ઇલાકાના જુ દા જુદા નાગોમા ખેતીવાડીની ખીલવણી કરવાની ઇચ્છા દર્શાવતો ના૦ સરકારે રેવેન્યુ ખાતા તરફથી તા૦ ૫ જુન સને ૧૯૨૨ ની તારીખ નો નબર ૩૩૭૮ નો પોતાનો ઠરાવ બહાર પાડેલો છે અને તે ઠરાવને અનુસરીને આપ સાહેબને મજકુર પત્ર મે લખેલો પરતુ તે પત્રનો જવાબ આપ સાહેબ તરફથી હાલ મળ્યો નથી તેમજ તે પત્રનુ શુ થયુ તે બાબત પણ કશો ખબર આ મડળને આપવામા આવી નથી હુ એકવાર ફરીને આપ સાહેબની ધ્યાનપર લાવવાની રજા લઉ છુ કે

નામદાર સરકારના મચ્છુ દેનારમાં જર્નાલનું મંડળ સ્થાપવાથી આ મંડળના હેતુ સને ઉદ્દ બાર ગયો

૧૨ આ જીલ્લામા ખેતીવાડી ની નીશાળ સ્થાપવા બાબતની આ મંડળની અરજ હજુ સીમગણ નથી ગયને તે માટે નામદાર મ નરને ઉતારો નિર્ણય કરવા બાબત અરજ કરવા આપને હું વિનતી કરૂ છું

૧૩ આ મંડળે સને ૧૯૨૦ ની સાલમા ખેતીવાડી અને ઢોરોનુ જે પ્રદર્શન ભરેલુ તે મુજબ જીલ્લાના જુદા જુદા તાલુકાઓમા વારાફરતી પ્રદર્શન ભરવા બાબત ગવર્નમેન્ટ ના રીપોર્ટમા કરેલી સુચના પર પણ હજુ ધ્યાન અપાયુ નથી, તો તે માટે હુ આપ સાહેબને અરજ કરૂ છુ કે તે કારણસર આ મંડળ ને જાદુની વાર્ષીક બક્ષીસ આપવા માટે નામદાર સરકારને વીનતી કરવી

૧૪ મહીચાવાડ મેવાડાસ તથા સુરત એજન્સીના દરબારોનો તથા ભરૂચ સુરત અમદાવાદ તથા ખેડા જીલ્લાના તથા તાલુકા લોકલ બોર્ડોનો આ મંડળનુ નીમારી ખરીદવા માટે આ મંડળ આભાર માને છે ભરૂચ ડીસ્ટ્રીક્ટ લોકલબોર્ડના એસીસ્ટન્ટ મી० ભોગીલાલ હરીલાલ શાહે આ મંડળનો હીસાબ વીના ફી એ તપાસેલો હોવાથી તેમનો પણ આ મંડળ ઉપકાર માને છે મંડળના કારકુન મી० સુરજરામ મહીપતરામ દીવાને પોતાની ફરજ ઘણીજ સંતોષકારક રીતે અને ચપળાઇથી બજાવી છે

તા० ૨૮ જુન ૧૯૨૪ આઇ એન દેસાઇ

ઓ० સેક્રેટરી—ભરૂચ જીલ્લા ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ મંડળ—ભરૂચ.

---

નંબર ૧૨૮ સને ૧૯૨૪–૨૫

**સલામ સાથે રવાના**

મંડળના કાર્ય બાબતનો મી० ઇશ્વરલાલે ઘણો સ્પષ્ટ રીપોર્ટ લખ્યો છે અને તેમા મ્હારે કાંઇ પણ વધારવાનુ નથી હુ તેમની સાથે દરેક બાબતમા મળતો થાઉ છું, અને રીપોર્ટના પેરા ૧૧ થી ૧૪ સુધીની બાબતો કે જેને હુ અક્રમ રીતે ટેકો આપું છું તે ઉપર પ્રેસીડન્ટ સાહેબનુ ધ્યાન ખેંચુ છુ મી० ઇશ્વરલાલે રીપોર્ટના વખત દરમ્યાન ઘણી બાહોશીથી ઓન० સેક્રેટરી તરીકે કામ કર્યું છે અને તે માટે તેઓ મંડળના આભારને પાત્ર છે.

**( સહી ) મોતીલાલ ચુનીલાલ.**

વાઇસ પ્રેસીડન્ટ.

# એપેનડીક્ષ અ ૧

ભરૂચ જીલ્લા ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ ખીલવનાર મંડળનું સને
૧૯૨૪—૨૫ તા૦ ૧ લી અપ્રીલ ૧૯૨૪ થી તા૦ ૩૧ મા માર્ચ
સને ૧૯૨૫ સુધીનું બજેટ

| જમા | | | બાબત | ખર્ચ | | |
|---|---|---|---|---|---|---|
| રૂ૦ | આ૦ | પા | | રૂ૦ | આ | પા |
| | | | વર્ષ આખર પુરાંતી સીલક નીચે પ્રમાણે | | | |
| ૮૨૯૨ | ૨ | ૧ | ભરૂચ કો-ઓપરેટીવ બેંકમાં | | | |
| | | | ફીક્સ્ડ ડીપોઝીટ ખાતે ૨૫૦૦-૦-૦ | | | |
| | | | સેવીંગ ખાતે ૪૮૫-૦-૦ | | | |
| | | | કરંટ ખાતે ૧૦૬-૦-૦ | | | |
| | | | શેર ખાતે ૧૦૦-૦-૦ | | | |
| | | | પ્રોમેસરી નોટ ૧૦૦-૦-૦ | | | |
| | | | વોર બોન્ડસ સને ૧૯૨૮ ના ૫૦૦૦-૦-૦ | | | |
| | | | ૮૨૯૧-૦-૦ | | | |
| | | | હાથ ઉપરની ૧-૨-૧ | | | |
| | | | કુલ ૮૨૯૨-૨-૧ | | | |
| ૪૫૦ | ૦ | ૦ | આપણી મુડી રકમના વ્યાજના | | | |
| ૬૦૦ | ૦ | ૦ | ત્રીમાસીક વેચાણના | | | |
| ૧૦૦ | ૦ | ૦ | ડીસ્ટ્રીક્ટ લોકલ બોર્ડ ગ્રાંટના | | | |
| ૫૦ | ૦ | ૦ | લાઇફ મેમ્બર ફીના | | | |
| ૪૦ | ૦ | ૦ | વાર્ષિક મેમ્બર ફીના | | | |
| ૨૦ | ૦ | ૦ | જાહેર ખબર છપામણી ઉપજના | | | |
| ૪૦ | ૦ | ૦ | પોસ્ટેજ ખાતે | ૧૨૫ | ૦ | |
| | | | ત્રીમાસીક વીગેરે છપામણી ખાતે | ૬૦૦ | ૦ | |
| | | | નોકરોના પગાર ખાતે | ૫૨૮ | ૦ | |
| | | | સ્ટેશનરી ખાતે | ૪ | ૦ | |
| | | | પુસ્તક ખરીદી ખાતે | ૨૫ | ૦ | |
| | | | પરચુરણ ખાતે | ૨૦ | ૦ | |

જગાએ બીજા છોડ નખવાં બાર મહીનામાં ફળ તઇયાર થઇ વેચવા લાયક બને છે રોપ રોપ્યા બાદ પણ છોડની આસપાસ બબ્બે ત્રણ ત્રણ માસે ગોડ કરવો તે વેળા છાણોડીનું ખાતર નાખવું આવશ્યક છે. દરેક છોડ પહેલાં ત્રણ ચાર વર્ષ સુધી સારા અને મોટાં ફળ આપે છે પછી ફળ દરવર્ષે નાનું થતુ જાય છે માટે ચારેક વર્ષ પછી તે છોડ કાઢી નાખવા. જેણે કાયમનો પપઇયાંનો પાક લેવો હોય તેણે દરવર્ષે નવા નવા ધરૂથી ઉછેર કરતા રહેવું. કે જેથી કાઢી નાખેલા છોડની ખોટ પુરાતી રહેશે, અને પાક પણ કાયમનો રહેશે. ચોમાસામા ચાવેલા ફુલવાળા છોડના ફળ શિયાળામા તઇયાર થાય છે, તે ફળ ઘણાજ સ્વાદિષ્ટ, અને પૌષ્ટિક ગણાય છે. પપૈયાના છોડને પવનથી નુકસાન થાય છે, કારણ કે વધુ પવનથી મોટા છોડ પડી જાય છે. માટે જે દિશાએથી પવન આવે તેમ હોય તે દિશાએ શેવરીની મજબુત હાર કરવી. (શેવરીના બી દાહોદ ફારમમાથી મળી શકશે.) ચોમાસાની ઋતુમા પપઇયાના વાવેતર વાળી પડતર જમીનમાથી જુદી જુદી જાતની શાક ભાજીનો પાક લઇ શકાય છે તેમ ઉનાળાની રૂતુમા પણ ઉનાળુ કારેલી, દુધી, રીંગણ વગેરેનો પાક લેવાય છે પપઇયાનું વેચાણ મોટા બજારમાં ઘણું સારૂ થઇ શકે છે. પપઇયા સ્વાદિષ્ટ, ધાતુ પૌષ્ટિક છે, કારણ કે તેમા પેશીહજનક ગુણ છે. પપઇયાના ફળના દુધથી ખીલ મટે છે વળી તરસ મટાડવાનો તેનો ખાસ ગુણ હોવાથી માદાં માણસને તે આપવામાં આવે છે. વળી પપઇયાના થડની છાલ રેસાનાં દોરડા બને છે શાકમાં મીઠું વધારે પડયું હોય તો તેના પાદડાની દાંડલીના ટુકડા કરી નાખવાથી તે મીઠુ ચુસી લે છે. એકંદરે મહેનત, મુડી, અને સમયના પ્રમાણમાં પપઇયાની ખેતી ઘણી ફાયદાકારક છે.

લેખક.
માધુસિંહ નથ્થુસિંહજી સોલંકી
આસિ૦ માસ્તર,
મેઇન સ્કુલ. ગોધરા.

# હુન્નર ઉદ્યોગ, અને ખેડુતો.

ચોમાસાની ઋતુ પુરી થયા પછી મહેનતુ અને સાધનવાળા કેળવાએલા ખેડુતો બાગાયત શુરૂ માટેની તઇયારી કરે છે. જયારે કેટલાક આળસુ અને નિરૂદ્યમી ખેડુતો વાતોના તડાકા અને બીજાને ત્યાં પરોણા ( Guest ) થવા મા વખત ગુમાવે છે. આવી સ્થિતિ લગભગ ઘણી જગાએ જોવામાં આવે છે. ઘણીવાર તો કેટલાક ખેડુતો ચોમાસાની ઋતુમાં પણ મેમાન થવામાં પાછી પાની કરતા નથી. પરિણામ એ આવે છે, કે ચોમાસાની રૂતુની રાહ જોઇ તઇયાર થઇ રહેલા ખેડુતો વરસાદ પડતાં તરતજ બીયારૂ ઓરી દેશે ત્યારે પેલો મહેમાન થએલો ખેડુત ઘેર આવી સાધનની તઇયારી કરવામા, બીયારા ની સવડ નહિ હશે તો તેની શોધમાં થોડા દિવસ ગુમાવી ખેતીમાં પાછળ પડી જશે. પરિણામ પણ તેવુંજ મળશે. કારણ કે " વાવણીને ઘી તાવણી " એ કહેવત મુજબ ગએલી તક પાછી મળતી નથી. પછી પ્રભુને દોષ કાઢવો એ એર વાજબી છે.

શિયાળાની રૂતુંમાં તેમ ઉનાળે જેને બાગાયત શુરૂ કરવાની સવડ નથી તેઓ ધારે તો નીચેના હુન્નર ઉદ્યોગોથી સારી કમાણી કરી શકે તેમ છે. વળી ચોમાસામાં ખરડાયું પડે છે ત્યારે પણ ફુરસદનો લાભ લઇ કમાણી કરી શકાય છે.

૧. ખાટલા ભરવાનું, વાણ બનાવવુ, દોરડાં ભાગવા, શીકાં બનાવવાં, ઢોરને બાધવાનાં ગાળીઆવાળાં દામણાં બનાવવા આ એક હુન્નરજ છે અને તેથી સારી કમાણી લઇ શકાય છે.

૨. ખાટલા ભરવા એ એક હુન્નર ઉદ્યોગજ છે, માટે તે પણ ખેડુને જાણી લેવું જોઇએ. કારણ કે ફુરસદે ખાટલા ભરવાથી પણ કમાણી કરી શકાય છે

૩. હળ, સમાર, ચવડાં વગેરે ખેતીનાં ઓજાર ઘડવાં, તથા દુરસ્ત કરવાં એ ઉદ્યોગ ખેડુતને માટે આવશ્યક છે, માટે તે કામ દરેક દરેક ખેડુત ને આવડવાની જરૂર છે આ કામ જે જે ખેડુતોને આવડે છે તે તે ખેડુતો બીજાઓના કરતાં ફુરસદે સારી કમાણી કરી શકે છે. દરેક ખેડુતે પોતાને ત્યાં સુથારી ઓજારો ( વાંસલો, વીંજણું, ફરસી, સાયડી તથા હાથ કરવત ) રાખવાંજ જોઇએ કે પોતાનું હળ, સાંતુ ભાગે તુટે કે તરતજ તેમનો

સુથારી કરી લેવાથી, આ બાબતમાં પંચમહાલના દાહોદ ઝાલોદ તાલુકાના તથા સુંથરામપુર સ્ટેટના પુર્વ ભાગના ઘણા ખેડુતોને શાબાશી ઘટે છે, કારણ કે તેમણે સુથારને ત્યાં જવાની જરૂર પડતી નથી, એટલુંજ નહિ પણ ઘણા તો નવા હળ, સમાર, ચરખા જાતેજ કરી લેછે આ એક આર્થિક બચાવ છે, એટલુંજ નહિ પણ સુથાર ઉપર આધાર રાખી બેસી રહેવાનો પ્રસંગ આવતો નથી, અને તેથી તેમનો કીમતી વખત પણ રોકાતો નથી. આવું દરેક ખેડુતે કરવુંજ જોઈએ

૪. પાથરણા માટે શણની પાટી વણવી, ખાટલો ભરવાની સુતરાઉ પાટી વણવી, આ પણ ઉદ્યોગ ઘણો સારો છે દાહોદ, ઝાલોદ તાલુકાના લુણાના લોકો તથા કેટલાક રાવળીઆ લોકો પાટી બનાવે છે એથી તે લોકો સારી કમાણી કરે છે.

૫. જે ખેડુતોને રાખવા વાંધો નથી, તેમણે મરઘાં, બતક વગેરેનો ઉછેર લેવો, તેની જોઈતી માવજત કરી, વૃદ્ધિ કરવી. આથી પણ ( વેચાણ કરીને ) સારી કમાણી કરી શકાય છે. આ શિક્ષણની ખેડુતોના છોકરાઓને જરૂર છે. એને પોલ્ટ્રી ટીચીંગ કહે છે. એ શિક્ષણ ખેતીવાડી સ્કુલમાં અપાય તો તે ઉત્તમ છે.

ઉપર લખેલા હુન્નર ઉદ્યોગથી ફુરસદે ખેડુત સારી કમાણી કરી શકે તેમ છે, માટે પોતાને રૂચતો ગમે તે હુન્નર ઉદ્યોગ દરેકે હાથ ધરવો એ ફાયદાકારક છે.

લેખક
માધુસિંહ નથુસિંહજી સોલંકી.
આસિ૦ માસ્તર,
મેઇન સ્કુલ—ગોધરા.



# જાહેર ખબર.

ધી ગુજરાત ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ ત્રિમાસીક પત્રમા અત્યાર સુધી જાહેર ખબરો છાપવાનો રીવાજ હતો નહિ પણ પત્રના ગ્રાહકોની જાણ ને માટે ખેતીવાડી તેમજ હુન્નર ઉદ્યોગને લગતી જાહેર ખબરો પત્રમા છાપવાનુ ઉચીત લાગવાથી તે હવેથી નીચેના દર મુજબ લેવામા આવશે.

| જાહેર ખબરની જાત | કેટલી લીટીઓ અથવા પેજ | | |
|---|---|---|---|
| અનિત્ય | ગમે એટલી લીટીઓ પણ આઠ લીટી કરતાં વધુનાજ | દરેક લીટી છાપવાના બે આના પણ દરેક જાહેર ખબર નીચે આ૦ આનાથી કમતી નહિ | |
| | | ૨ અંક | ૪ અંક |
| | | રૂ આ પા | રૂ આ પા |
| જાથુની જાહેર ખબરો | પા પેજના | ૫—૦—૦ | ૮—૦—૦ |
| | અર્ધા પેજના | ૮—૦—૦ | ૧૨—૮—૦ |
| | એક પેજના | ૧૧—૦—૦ | ૧૮—૦—૦ |

આ પત્રના પાછલા બહારના પુંઠાપર છાપવાની જાહેર ખબરો પેટે બહારના દર કરતા સેંકડે ૧૫) ટકા વધુ લેવામા આવશે

જાહેર ખબરો પેટે પૈસા અગાઉથી લેવામા આવશે કોઇ પણ જાહેર ખબર ગુજરાતના ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગના મંડળને માન્ય નહિ હશે તો પત્રમા દાખલ કરવામા આવશે નહિ

ઈશ્વરલાલ નરસીલાલ દેસાઈ.
ઓન૦ સેક્રેટરી
ગુ૦ ખે૦ હુ૦ ઉ૦ મં૦